# "ઇન્કમટેક્ષનો કાયદો"



વકીલ વેલચંદ ઉમેદચંદ મહેતા.

[illegible] પ્લીડર.

વકીલ અમૃતલાલ કાલીદાસ શાહ.

બી. એ; એલ. એલ. બી.

ઓગષ્ટ : ૧૯૩૯

કિમ્મત રૂ. ૧–૬–૦

# ઇન્કમટેક્ષનો કાયદો




પ્રકાશક:

વકીલ મી. વેલચંદ ઉમેદચંદ મ્હેતા

હાઇકોર્ટ પ્લીડર

"લોકોપયોગી કાયદો" ના કર્તા

તથા

વકીલ મી. અમૃતલાલ કાળીદાસ શાહ

જજ સ્પેન્સર્સ પ્રાઇઝમેન, આરનોલ્ડ હીન્દુ લૉ સ્કોલર

નાગજી ભુદરની પોળ, માંડવી સ્ટ્રીટ,

અમદાવાદ.





આવૃત્તિ ૧ લી ] કીંમત રૂ. ૧–૬–૦ [ ઑગસ્ટ ૧૯૩૯

# ઉપોદ્‌ઘાત

આ વખતનો બ્રિટીશ ઇન્ડીઆનો ઇન્કમટેક્ષ એક્ટ બહુજ ગુંચવણ ભરેલો છે અને સાધારણરીતે તે વકીલોને પણ સહેલાઇથી સમજાય તેવો નથી. આ કાયદો બ્રિટીશ હીંદમાં રહેનાર દરેકને અને બ્રિટીશ હીંદ બહાર રહેનારને પણ કેટલે અંશે અસર કરે છે ખાસ કરીને હિંદમાં દેશી રાજ્યમાં રહેનારાઓને બહારના રહેનાર તરીકે વધારે અસર કરે છે. એટલે આ કાયદો હિંદમાં રહેનાર દરેકને જાણવાની આવશ્યકતા છેજ. તેથી મુળ કલમોના રૂપમાં નહી પણ તેનો સારાંશ કાઢીને બીલકુલ સરળ ભાષામાં જનતા આગળ મૂકીએ છીએ. અને આશા રાખીએ છીએ કે તે દરેકને ઉપયોગી થઇ પડશે

આ એકટની વિશિષ્ટતા એ છે કે બહારના રહેનારની રકમો બ્રિટીશ હીંદમાં વ્યાજે ફરતી હોય તો વ્યાજની રકમ ઉપર દર રૂપીએ ૦–૨–૬ વ્યાજ આપનારે કાપી તે રકમ ઇન્કમટેક્ષ ઓફીસમાં ભરી દેવાની છે

આ સંબંધી તેના કાયદેસર ઉપાયો છે તે અમોએ પ્રકરણ ૧ માં સુચવેલા છે, પરંતુ આ નિયમ બ્રિટીશ હીંદના વેપાર ને ઘણો હાનીકારક નીવડવા સંભવ છે. મીલો વિગેરેમાંથી અનામતો ખેંચાઇ જશે. તેથી દર રૂપીએ ૦–૨–૬ કાપી રીફન્ડ માટે માગણી કરવાનું પ્રોવીઝન રાખવા કરતાં ૦–૧–૦ પ્રમાણે તેમની આવક ઉપર ટેક્ષ રાખ્યો હોત તો બ્રિટીશ હીંદના વેપારને ઘણું સોસવું પડત નહિ.

વળી "રહેનાર" અને "બ્રિટીશ હીંદમાં સામાન્યરીતે રહેનારની વ્યાખ્યાઓ ઘણી અટપટી છે. તેનું સંપૂર્ણ વિવેચન પ્રકરણ ૨ માં આપ્યું છે.

પ્રકરણ ૩ માં "સ્લેબ" સીસ્ટમ પ્રમાણે ટેક્ષ ગણવાની સરળ રીત શું છે તે વર્ણવેલી છે.

ઇન્કમટેક્ષનું રીટર્ન ફોર્મ કઇ રીતે ભરવું તે ઘણાઓને બહુજ મુશ્કેલ ભર્યું લાગે છે. તેથી પહેલા પાનાથી તે છેલ્લા પાના સુધી ફોર્મ ભરવામાં શું શું ખ્યાલ રાખવાનો છે તે હકીકત વિસ્તારથી પ્રકરણ ૭માં વર્ણવેલી છે

અમોએ આ પુસ્તક જનતાને અને તેમાં ખાસ કરીને વેપારીઓને ઉપયોગી થઇ પડે તે માટે મહેનત કરવામાં કચાશ રાખેલ નથી. આશા છે કે જનતા અમારા આ પુસ્તકને અપનાવીલે.

તા. ૭-૮-૩૯<br>
નાગજી ભુદરની પોળ<br>
અમદાવાદ.

લી. કર્તાઓ.

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ લું.

## ( બ્રિટીશ હીંદ બહાર રહેનાર સંબંધી )

બ્રિટીશ હીંદ બહાર રહેનાર કોણ— તેમના કેટલા પ્રકાર છે—ઇન્કમટેક્ષ માટે તેમની શું જવાબદારી—દરેક પ્રકારનો ઇન્કમટેક્ષ કઇ રીતે ગણાશે—સુપરટેક્ષ દરેક પ્રકાર માટે કઇ રીતે ગણાશે—જે માણસને બ્રિટીશ હીંદ બહારના માણસને પગાર— નફો અથવા વ્યાજ તરીકે આપવાનું છે તે માણસને શું શું કરવાનું —તે પ્રમાણે ન કરે તો શું પરીણામ—બ્રિટીશ હીંદ બહારનો માણસ રીફન્ડની માગણી કરી શકશે—રીફન્ડની ધમાલમાંથી બચવાનો રસ્તો.—બ્રિટીશ હીંદ બહારના માણસનો એજન્ટ કોણ અને તેની શી જવાબદારીઓ છે ?

**બ્રિટીશ હીંદની બહાર રહેનારો કોણ? :–** નવા કાયદામાં ઇન્કમટેક્ષ નીચે બતાવેલ ત્રણ વર્ગ ઉપર જુદી જુદી રીતે નાખવામાં આવેલ છે. તેજ પ્રમાણે સુપર ટેક્ષ. તે ત્રણ વર્ગ નીચે મુજબ છે.

[૧] બ્રિટીશ હીંદ બહાર રહેનાર [૨] બ્રિટીશ હીંદ અંદર રહેનાર [૩] બ્રિટીશ હીંદ અંદર સામાન્ય રીતે રહેનાર.

આ ત્રણ વર્ગની વ્યાખ્યા ઇન્કમટેક્ષ માટે આપણી સાદી ભાષામાં સમજવાની નથી. પરંતુ તેની વ્યાખ્યાઓ ઇન્કમટેક્ષ એકટની કલમ ૪(अ) અને ૪(च) પ્રમાણે સમજવાની છે.

હવે "બ્રિટીશ હીંદ બહાર રહેનાર" કોને ગણવો તે સંપૂર્ણ રીતે સમજવા માટે "બ્રિટીશ હીંદમાં રહેનાર" અને "બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનાર" કોણ તે જાણવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે બ્રિટીશ હીંદ બહાર રહેનાર તેજ શક્ષ ગણાશે કે જેનું વર્ણન બ્રિટીશ હીંદમાં રહેનાર અને બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનાર શક્ષના વર્ણનમાં આવતું ન હોય એટલે કે "બ્રિટીશ હીંદમાં રહેનાર" કે "બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનાર" એ બન્ને વર્ગો પૈકી કોઈપણ વર્ગમાં તે આવતો ન હોય.

હવે બ્રિટીશ હીંદમાં રહેનાર કોણ અને બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનાર કોણ તેની સમજણ વિસ્તાર પૂર્વક પ્રકરણ બીજામાં આપવામાં આવી છે. અહીં તો બ્રિટીશ હીંદ બહાર રહેનાર કોણ તેટલું સમજવા કેવળ બ્રિટીશ હીંદમાં રહેનાર અને બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનારની વ્યાખ્યાઓજ આપવામાં આવી છે.

**"બ્રીટીશ હીંદમાં રહેનાર"** માણસ તેજ ગણાશે કે જેઃ—

[૧] બ્રિટીશ હીંદમાં આંકણીવાળા વર્ષ દરમ્યાન અડધા વરસથી વધુ રહ્યો હશે.

**અથવા**

[૨] બ્રિટીશમાં હીંદમાં પોતાના રહેવા માટે આંકણીવાળા વર્ષમાં એક મકાન અડધા વર્ષ કે તેથી વધુ વખત માટે રાખ્યું હશે અને તે વર્ષમાં થોડો વખત પણ બ્રિટીશ હીંદમાં રહ્યો હશે,

**અથવા**

[૩] આંકણીવાળા વર્ષથી ગણતાં પાછલા ચાર વર્ષમાં કુલે ૩૬૫ દિવસથી વધુ બ્રિટીશ હીંદમાં રહ્યો હશે અને આંકણીવાળા વર્ષમાં થોડા વખત પણ (ખાલી ફરવાના કે જોવાના કારણ સિવાય) બ્રિટીશ હીંદમાં રહેલ હશે.

ઉપર જણાવેલ ત્રણ શરતો પૈકી કોઇ પણ એક શરત જે શક્ષને લાગુ પડશે તે "બ્રિટીશ હીંદમાં રહેનાર" ગણાશે.

**"બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનાર"** માણસ તેજ ગણાશે કે જે :—

[૧] ઉપર જણાવેલી વ્યાખ્યા પ્રમાણે આંકણીવાળા વર્ષથી પાછલાં દસ વર્ષોમાં નવ વરસ કે તેથી વધુ "બ્રિટીશ હીંદમાં રહેનાર" તરીકે ગણાયો હશે.

**અને**

[૨] આંકણીવાળા વર્ષથી પાછલાં સાત વર્ષોમાં બે વર્ષથી વધુ બ્રિટીશ હીંદમાં રહ્યો હશે.

ઉપરની બન્ને શરતો જે શક્ષને લાગુ પડશે તેજ "બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનાર ગણાશે.

ઉપર આપણે બ્રિટીશ હીંદમાં રહેનાર અને બ્રિટીશ હીંદમાં સાધારણ રીતે રહેનારની વ્યાખ્યાઓ જોઇ તે વ્યાખ્યાઓ પૈકી કોઈ પણ વ્યાખ્યા જે શક્ષને લાગુ પડતી નહી હોય તેજ શક્ષ "બ્રિટીશ હીંદ બહાર રહેનાર" ગણાશે. આને વ્યક્તિના જન્મસ્થાન કે બીજા તેવા કોઈપણ કારણ સાથે સંબંધ નથી તે ખાસ ધ્યાનમાં રાખવું.

હવે "બ્રિટીશ હીંદ બહાર રહેનાર" વર્ગના પણ ઇન્કમટેક્ષ માટે બે વિભાગ પાડવામાં આવેલ છે.

(૧) બ્રિટીશ રૈયત ( આની અંદર ગ્રેટબ્રિટન, સ્કોટલેંડ, યુનાઇટેડ

કીંગડમ, ડુમીનીઅન્સ, દેશી રાજ્યો, તેમજ સંસ્થાનોની રૈયતનો સમાવેશ થાય છે. )

(૨) બ્રિટીશ રૈયત સિવાયનાં બીજા બ્રિટીશ હીંદ બહાર રહેનાર દાખલા તરીકે, જર્મન, ફ્રેંચ. ઈટાલીઅન વગેરે.

**(૨) ઇન્કમટેક્ષ માટે બ્રિટીશ હીંદ બહાર રહેનારની જવાબદારી:—**

સાધારણ રીતે કહીએ તો બ્રિટીશ હીંદ બહાર રહેનારની આવક ઇન્કમટેક્ષને પાત્ર નથી. એટલે કે તે ઉપર ઇન્કમટેક્ષ અથવા સુપરટેક્ષ લઇ શકાય નહિ પરંતુ આમાં એક અપવાદ છે. તે એકે જો બ્રિટીશ હીંદના બહાર રહેનારની આવક બ્રિટીશ હીંદમાં ઉત્પન્ન થઇ હોય અથવા બ્રિટીશ હીંદમાં મળી હોય તો તેવી તમામ આવક ઉપર ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ લાગશે ( જુઓ ઇન્કમટેક્ષ એકટની કલમ ૪ ). પરંતુ બ્રિટીશ હીંદ બહાર રહેનારની આવક બ્રિટીશ હીંદ બહારજ ઉત્પન્ન થઇ હશે તો તે ઉપર ઇન્કમટેક્ષ અથવા સુપરટેક્ષ ભરવો પડશે નહિ; પછી ભલે તે આવક બ્રિટીશ હીંદમાં મોકલાઇ હોય. પરંતુ બ્રિટીશ હીંદ બહાર રહેનારની પત્ની બ્રિટીશ હીંદમાં પોતાના પતિ પાસેથી જે મેળવે તેના ઉપર તે સ્ત્રીની આવક તરીકે ઇન્કમટેક્ષ લેવાય.

હવે બ્રિટીશ હીંદ બહાર રહેનારા બન્ને વર્ગોનો ટેક્ષ કઇ રીતે ગણવો તે જોઇએ.

**(૩) ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ કઇ રીતે ગણવો:—**

આપણે પ્રથમ બ્રિટીશ હીંદ બહાર રહેનારી બ્રિટીશ રૈયત માટેની ઇન્કમટેક્ષ ગણવાની રીત જોઇશું.

ઇન્કમટેક્ષ એકટની કલમ ૧૭ મુજબ આપણે બ્રિટીશ રૈયતનો ટેક્ષ ગણવાનો છે. તે ગણવાની રીત નીચે મુજબ છે.

પ્રથમ તે શક્ષની આખી દુનીઆની કેટલી આવક છે તે કાઢો અને તે આવક જો બ્રિટીશ હીંદમાં થઇ હોત તો તેને શું ઇન્કમટેક્ષ ભરવો પડત તે શોધી કાઢો. પછી બ્રિટીશ હીંદમાં તેની શું આવક છે તે કાઢો. તે શક્ષને તેની આખી દુનીઆની આવક ઉપર જે ટેક્ષ નક્કી કર્યો છે તે ટેક્ષનો આખી દુનીઆની આવકનો બ્રિટીશ હીંદની આવક જેટલામો ભાગ છે, તેટલામા ભાગ પુરતો ટેક્ષ ભરવો પડશે. એટલેકે તે ટેક્ષ નીચે પ્રમાણે ત્રિરાશીના પદ મૂકવાથી શોધી કઢાશે.

| આખી દુનીઆ ની આવક | : | બ્રિટીશ હીંદની આવક | : | આખી દુનીઆ ની આક ઉપર થતો ટેક્ષ | : | (?) |
|---|---|---|---|---|---|---|

( ? ) કાઉંસમાં જે જવાબ આવે તે ટેક્ષ ભરવાનો સમજવો.

દૃષ્ટાંતો:—

અ સિદ્ધપુર રહે છે તેની આંકણીવાળા વર્ષમાં આખી દુનીઆ ની છ હજારની આવક છે. અને બ્રિટીશ હીંદમાં ઉત્પન્ન થએલી પંદરસોની આવક છે. તો તેને ફક્ત પંદસો ઉપર જ ટેક્ષ ભરવો પડશે. અને તે નીચે પ્રમાણે ત્રિરાશીથી શોધી કઢાશે.

૬૦૦૦ : ૧૫૦૦ : : રૂા. ૨૪૨-૩-૦ ( છ હજારનો થતો ઇન્કમટેક્ષ ) : (      )

$$૨૪૨\frac{૩}{૧૬} \times \frac{૧૫૦૦}{૬૦૦૦} = \frac{૩૮૭૫}{૧૬} \times \frac{૧}{૪} = ૬૦-૮-૦$$

નોટ:—જ્યારે ઇન્કમટેક્ષ એક આનાની અંદરની રકમ હોય તો નીચે પ્રમાણે લેવાય છે. એટલે અડધો આનો કે તેથી ઉપર થતી પાઇઓ માટે એક આનો અને અડધા આનાની અંદર થતી પાઇઓ માટે તેટલી પાઇઓ છુટ તરીકે આપવામાં આવે છે.

(૨) જોધપુરના માણસની એકંદર દુનીઆની આવક બે હજાર રૂપીઆની છે. પછી બ્રિટીશ હીંદમાં તેની ગમે તેટલી આવક હોય તો તેને કંઈ પણ ઇન્કમટેક્ષ ભરવો પડશે નહિ. કારણકે બે હજારની આવક ઉપર ઈન્કમટેક્ષ કંઇ આપવાનો હોતો નથી.

નોટઃ—આખી દુનીઆની કુલ આવકમાં બ્રિટીશ હીંદમાં થતી આવકનો સમાવેશ થઇ જાય છે.

હવે આપણે બ્રિટીશ હીંદ બહાર રહેનારા બ્રિટીશ રૈયત સિવાયના બીજાઓ માટે ટેક્ષ ગણવાની શી રીત છે તે જોઇએ. સદરહુ શક્ષને તો બ્રિટીશ હીંદમાં જે આવક થઇ હોય તે તમામ ઉપર દર રૂપીએ ૦—૨—૬ પ્રમાણે ટેક્ષ આપવો પડશે. આને આખી દુનીઆની સદરહુ શક્ષની આવક સાથે કંઈ સંબંધ નથી.

દૃષ્ટાંતઃ—

જર્મનીમાં રહેનાર માણસને બ્રિટીશ હીંદમાં પાંચસો રૂપીઆની આવક છે. તો તેને ૫૦૦×$\frac{૫}{૨}$ એટલા આના ટેક્ષ ભરવાનો છે.

**બ્રિટીશ હીંદ બહારના માણસનો સુપરટેક્ષ કઈ રીતે ગણવોઃ—** સુપરટેક્ષ ગણવાની રીત બ્રિટીશ હીંદ બહાર રહેનારા બન્ને વર્ગો માટે સરખીજ છે. તે રીત નીચે પ્રમાણે છે.

બ્રિટીશ હીંદ બહાર રહેનાર શક્ષની આખી દુનીઆની આવક શોધી કાઢો અને તે આવક ઉપર બ્રિટીશ હીંદમાં શું ટેક્ષ ભરવો પડે તે પ્રકરણ ત્રીજામાંથી શોધી કાઢો. પછી તેની બ્રિટીશ હીંદમાં શું આવક છે તે કાઢો. તે શક્ષને આખી દુનીઆની આવક ઉપર જે ટેક્ષ નક્કી કર્યો છે, તે ટેક્ષનો આખી દુનીઆની આવકનો બ્રિટીશ હીંદમાં થએલી અથવા મળેલી આવક જેટલામો ભાગ છે, તેટલામો ભાગ પુરતો ટેક્ષ ભરવો પડશે એટલે ત્રીરાશી નીચે મુજબ મુકાશેઃ—

આખી દુનીઆની : બ્રિટીશ હીંદમાં : આખી દુનીઆની : (?)
ફૂલ આવક : થએલી આવક : આવક ઉપર થતો :
સુપરટેક્ષ

( ? ) આ પદમાં જે જવાબ આવશે તેટલો સુપરટેક્ષ ભરવો પડશે.

દૃષ્ટાંતઃ—

એક બ્રિટીશ હીંદ બહારનો માણસ ( બ્રિટીશ રૈયત હોય કે ન હોય) ની આવક આખી દુનીઆની રૂા. ૩૦૦૦૦ની છે. તેમાંથી રૂા. ૫૦૦૦ ની આવક બ્રિટીશ હીંદમાં થએલી છે. તો તેને રૂા. ૫૦૦૦ ઉપર જ ટેક્ષ ભરવો પડશે. પરંતુ તે નીચે પ્રમાણે ગણતાં શોધી શકાશે.

આખી દુનીઆની : બ્રિટીશ હીંદની : આખી દુનીઆની : (?)
આવક : આવક : આવક ઉપર સુપરટેક્ષઃ
પ્રકરણ ત્રણ મુજબ
$૩૧૨\frac{૧}{૨}$

$\frac{૫૦૦૦ \times ૩૧૨\frac{૧}{૨}}{૩૦૦૦૦}$ = પર—૧ આ. સુપરટેક્ષ ભરવાનો.

**(૪) જે માણસને બ્રિટીશ હીંદ બહારના માણસને વ્યાજ પગાર અથવા બીજી આવક આપવાની હોય તેની જવાબદારીઃ** બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસે બ્રિટીશ હીંદમાં વ્યાજે રકમ આપેલ હોય અને તેથી તેને વ્યાજ લેવાનું હોય, અથવા બ્રિટીશ હીંદમાં વેપાર અર્થે ફાર્મના ભાગમાં મુડી રોકેલ હોય અને તેથી વેપારનો નફો લેવાનો હોય, અથવા બ્રિટીશ હીંદમાં કરેલ નોકરીનો પગાર લેવાનો હોય તો જે બ્રિટીશ હીંદમાં રહેનાર માણસને આવા બ્રિટીશ હીંદ બહારના માણસને વ્યાજ, પગાર અથવા નફો આપવાનો છે. તેમાંથી ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ માટે નીચે મુજબના દરથી ટેક્ષ કાપીનેજ તે વ્યાજ, પગાર અથવા નફો આપવો.

( જુઓ ઇન્કમટેક્ષ એક્ટ કલમ ૧૮ મુજબ )

૧. જો બહારના માણુસને બ્રિટીશ હીંદમાં કરેલ નોકરી બદલ પગાર આપવાનો હોય તો ઈન્કમટેક્ષ ૦—૨—૬ પ્રમાણે અને સુપરટેક્ષ પણ આપવા પડતા પગાર ઉપર ઉપર આપણે જોઈ ગયા તે રીત મુજબ ગણીને કાપવો. એટલે કે પગાર ઈન્કમટેક્ષ અને સુપરટેક્ષ કાપીને જ બ્રિટીશ હીંદ બહારના શક્ષને આપવો.

૨. જો બ્રિટીશ હીંદ બહારના શક્ષને સીક્યુરીટી ઉપર વ્યાજ આપવાનું હોય તો ઈન્કમટેક્ષના ૦—૨—૬ પ્રમાણે કાપી-ને જ વ્યાજ આપવું. અહીં સુપરટેક્ષ માટે કંઈપણ રકમ કાપવાની નથી.

૩. જો બ્રિટીશ હીંદ બહારના માણુસને સીક્યુરીટીઝ સિવાય બીજી રીતે રોકેલ મુડી ઉપર વ્યાજ આપવાનું હોય તો તે વ્યાજમાંથી ઇન્કમટેક્ષના દર રૂપીએ ૦—૨—૬ કાપીને જ વ્યાજ આપવું. પરંતુ વ્યાજ આપનાર માણુસ વ્યાજ લેનાર શક્ષનો જો એજન્ટ હશે તો આ પ્રમાણે ઇન્કમ-ટેક્ષના માટે ૦—૨—૬ કાપ્યા વિના વ્યાજ આપી શકશે વળી જો ઇન્કમટેક્ષ ઓફીસરને એમ માનવાને કારણુ હશે કે જે શક્ષને વ્યાજ આપવાનું છે તે શક્ષની આખી દુનીઆની આવક પચીસ હજાર રૂપીઆ ઉપરાંતની છે તો જે શક્ષ વ્યાજ આપવા માટે જવાબદાર છે તે શક્ષને લેખીત હુકમ કરશે કે તેમણે વ્યાજ લેનાર શક્ષની વ્યાજની આવકમાંથી હુકમમાં જણાવ્યા મુજબના દરથી સુપરટેક્ષ કાપી લેવો અને તે પ્રમાણે વ્યાજ આપનાર શક્ષને સુપરટેક્ષ કાપી લેવો પડશે. આજ પ્રમાણે બ્રિટીશ હીંદ બહારના માણુસને બીજી કંઇપણ આવક આપવાની હશે તો ઈન્કમટેક્ષ ઓફીસર સુપરટેક્ષની

રકમ કાપવાનો હુકમ કરી શકશે. તે ઉપરાંત જ્યારે બ્રિટીશ હીંદમાં રહેનાર શક્ષ કે જેને બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસને વ્યાજ, નફા તથા તેવી જ બીજી કોઇ આવકના હિસાબે પચીસ હજારથી ઉપરની કંઈ રકમ આપવાની હશે અને તેનું માનવું એવું હશે કે સદરહુ શક્ષ ચોક્કસથી બ્રિટીશ હીંદ બહાર જ રહેનાર છે તો પચીસ હજાર ઉપર જેટલી રકમ આપવાની છે તેટલી રકમ ઉપર તે શક્ષ સુપરટેક્ષ પ્રકરણ ત્રીજામાં જણાવ્યા મુજબ ગણીને તેટલી રકમ કાપીને જ આપશે.

૪. ઉપર જણાવેલી કલમ ૩ જી જો બ્રિટીશ હીંદ બહાર રહેનાર શક્ષ કોઇ કંપનીનો શેરહોલ્ડર હશે તો તે કંપનીના મુખ્ય ઓફીસરને લાગુ પડશે.

ઉપર આપણે જોયું કે બ્રિટીશ હીંદમાં રહેનાર શક્ષ કે જેને બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસને વ્યાજ, નફો, પગાર અથવા ડીવીડન્ટ તરીકે રકમ આપવાની છે તે શક્ષની જવાબદારી મજકુર રકમમાંથી ઇન્કમટેક્ષ દર રૂપીએ ૦–૨–૬ પ્રમાણે અને સુપરટેક્ષ તેની આખી દુનીઆની આવક પચીસ હજાર ઉપરાંતની હોય તો તે ઉપરાંતની રકમના દર પ્રમાણે કાપીને જ મજકુર રકમ બ્રિટીશ હીંદ બહારના માણસને આપવી. આમ ન કરવાનું પરિણામ શું આવશે તે હવે આપણે જોઇશું. પરંતુ કેટલાક માણસો એવી યુક્તિ રમે કે બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસને આપવું પડતું વ્યાજ, નફો અથવા પગાર પોતાની બ્રિટીશ હીંદમાંની પેઢીમાંથી ન આપતાં પરબારા બારોબાર અપાવી દે. તો તે ઉપર બતાવેલી જવાબદારીમાંથી છુટકી શકશે? હા. તે પ્રમાણે છુટકી શકશે. પરંતુ તેનું પરીણામ એ આવશે કે ઇન્કમટેક્ષ ઓફીસર સદરહુ શક્ષને આપવા પડતા વ્યાજ, પગાર તથા નફાની રકમ બ્રિટીશ હીંદમાં રહેનાર માણસની આવકમાંથી કાપી આપશે નહિ જો આમ તેને તેના ધંધા અર્થે થતા

ખર્ચના હિસાબે કાપી આપત એટલે આડકતરી રીતે તો બ્રિટીશ હીંદમાં રહેનાર શક્ષને જ બ્રિટીશ હીંદ બહાર રહેનાર શક્ષનો ટેક્ષ ભરવો પડે. પરંતુ આથી બ્રિટીશ હીંદ બહાર રહેનાર શક્ષને એક ફાયદો થઇ શકે તેમ છે. તે એકે તેને રીફન્ડ માટે જે હાડમારીઓ ભોગવવી પડે છે તે ભોગવવી ન પડે. પરંતુ તેથી કેટલીકવાર તેના હિસાબે બ્રિટીશ હીંદમાં રહેનાર શક્ષને વધુ દરનો ટેક્ષ ભરવો પડે.

દાખલા તરીકે એક બ્રિટીસ હીંદ બહાર રહેનાર બ્રિટીશ રૈયતની આખી દુનીઆની આવક પચાસોની છે. તેમાં રૂ. ૫૦૦ બ્રિટીશ હીંદમાં અમદાવાદમાં માણેકલાલ હીરાલાલને ત્યાં જમે મૂકેલ મુડીના વ્યાજની છે. હવે માણેકલાલ હીરાલાલની આખા વર્ષની કુલ ચોકખી આવક ચાર હજાર ને નવસો રૂપીઆની છે. હવે જો માણેકલાલ જે શક્ષને રૂપીઆ પાંચસો વ્યાજના આપવાના છે તેમાંથી દર રૂપીએ ૦-૨-૬ પ્રમાણે ઇન્કમટેક્ષ કાપી ન લે તો માણેકલાલ શેઠની આવક ચાર હજાર નવસો ન ગણાતાં પાંચ હજારને ચારસો ગણાશે. એટલે તે માણેકલાલ શેઠને પાંચ હજાર સુધી નવ પાઇ પ્રમાણે અને ઉપરના ચારસો માટે સવા આના પ્રમાણે ટેક્ષ ભરવો પડશે. હવે જો આ પ્રમાણે માણેકલાલ શેઠે બ્રિટીશ હીંદ બહાર રહેનાર શક્ષને રીફન્ડ મેળવવાની માથાકૂટમાંથી બચાવવા બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસની માગણીથી કર્યું હશે તો આ વ્યાજની રકમ તેમની આવકમાંથી બાદ થશે નહિ એટલે કે માણેકલાલ શેઠને તે પાંચસો રૂપીઆ માટે રૂા. ૩૫-૧૫-૦ વધારે ટેક્ષના ભરવા પડશે. પરંતુ ખરી રીતે ગણતાં બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસને પાંચસો રૂપીઆ ઉપર ઉપર બતાવેલી ત્રીરાશીના પદથી મુકતાં રૂ. ૯-૬-૦ ભરવાના રહે તો જો માણેકલાલ શેઠે પાંચસો રૂપીઆ ઉપર ૦-૨-૬ કાપી રૂ. ૭૮-૨-૦ બ્રિટીશ હીંદ બહાર રહેનારના ખાતે ઇન્કમટેક્ષ ઓફીસમાં જમે કરાવ્યા હોત તો તે માણસ રૂા. ૭૮-૨-૦ માંથી રૂા ૯-૬ જતાં

રૂ. ૬૮–૧૨–૦ રીફન્ડ માટે અરજી કરી પાછા મેળવી શકત. એટલે તેને જો રીફન્ડની અરજી કરવાની ધમાલમાંથી બચવું હોય તો તેના બદલામાં માણેકલાલ શેઠને આટલું નુકશાન સહન કરવું પડે. માટે તે રસ્તો શ્રેયસ્કર નથી.

નોટઃ–પરંતુ જે પગાર, વ્યાજ અથવા નફો બ્રિટીશ હીંદમાં રહેનાર માણસ પોતાની બ્રિટીશ હીંદ બહારની પેઢી અર્થે રોકાતા નાણા ઉપર અથવા નોકરોને આપે છે તે પગાર વ્યાજ અથવા નફાની રકમમાંથી ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ માટે કંઇપણ કાપવાનું નથી.

આપણે ઉપર જોયું તે પ્રમાણે બ્રિટીશ હીંદમાં રહેનાર માણસે બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસને અપાતા વ્યાજ, નફો, પગાર અથવા ડીવીડન્ડમાંની રકમમાંથી ઇન્કમટેક્ષના ૦–૨–૬ પ્રમાણે અને સુપરટેક્ષના જે દર થતો હોય તે પ્રમાણે કાપીને જ વ્યાજ, નફો અથવા પગારની રકમ આપવી.

આ પ્રમાણે કાપેલી તમામ રકમ "ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ"ના ખાતે રીઝર્વ બેંકમાં કે ઇમ્પીરીઅલ બેંકમાં જમે કરાવવી અથવા ગવર્નમેન્ટ ટ્રેઝરીમાં મોકલી આપવી. આ પ્રમાણે કરતાં પહેલાં પ્રથમતો જે શક્ષ આ પ્રમાણે ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ કાપી લે છે તે શક્ષને ઇન્કમટેક્ષ ઓફીસરને રકમ કાપી હશે ત્યારપછીના એક અઠવાડીયામાં નીચેની વિગતવાળુ સ્ટેટમેન્ટ મોકલવું પડશે.

૧. બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસનું નામ.

૨. કેટલો ટેક્ષ કપાયો?

૩. વ્યાજ, પગાર, ડીવીડન્ડ કે નફો કે જેના ઉપર ટેક્ષ કપાણો છે તેની કેટલી રકમ.

૪. વ્યાજ વિગેરે કયારે અપાણું.

આ પ્રમાણે ઈન્કમટેક્ષ ઓફીસરને જ્યારે સ્ટેટમેન્ટ મળશે ત્યાર પછી જરાપણ ઢીલ કર્યા વગર ઇન્કમટેક્ષ ઓફીસર મજકુર શક્ષને ચલણનાં ત્રણ ફોર્મ આપશે. અને તે ફોર્મ મળ્યા બાદ એક અઠવાડીઆમાં તે પ્રમાણે ચલણ ભરીને રકમ મજકુર શક્ષને ગવર્મેન્ટ ટ્રેઝરીમાં કે ઇમ્પીરીઅલ બેન્ક ઓફ ઇન્ડીઆની કોઇપણ શાખામાં કપાએલી રકમ ભરવી પડશે.

આ અઠવાડીઆની મુદત લંબાવી ખાસ કેસમાં ત્રણ ત્રણ મહીને એટલે કે જુનની ૧૫. સપ્ટેમ્બરની ૧૫. ડીસેમ્બરની ૧૫, અને માર્ચની ૧૫મા તારીખે ભરવું તેમ ઇન્કમટેક્ષ ઓફીસર ઠરાવી શકશે. વળી જે શક્ષે ઉપર મુજબ ટેક્ષની રકમ કાપી લીધી હશે તે શક્ષ જે શક્ષની રકમમાંથી ટેક્ષ કપાયો હશે તે શક્ષને નીચે મુજબનું સર્ટીફીકેટ આપશે.

From:—વ્યાજ વગેરે આપનાર શક્ષનું નામ.

તેનું શરનામું.

To. જે શક્ષને વ્યાજ અપાવાનું છે તેનું નામ ને તે શક્ષનું શરનામું.

અમો આથી આ સર્ટીફીકેટ આપીએ છીએ કે રૂપીઆ ( ) ની રકમનું ટકા ( ) પ્રમાણે ગણતાં ( ) રૂપીઆ વ્યાજના થાય તે વ્યાજમાંથી ઇન્કમટેક્ષના દર રૂપીએ ૦—૨—૬ પ્રમાણે ગણતાં ( )ની રકમ તથા સુપરટેક્ષના રૂ. ( ) મળી કૂલે ( ) રૂપીઆ કાપી લીધા છે.

વ્યાજ આપનાર માણસની સહી.

તારીખ........................................

નોટઃ—ખાલી કાઉંસમાં રકમ, ટકા તથા જે વ્યાજની રકમ થાય તે મૂકવી અને જેટલી રકમ ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ માટે કાપી હોય તે લખવી.

ઉપર મુજબ બ્રિટીશ હીંદમાં રહેનાર શક્ષની ઇન્કમટેક્ષ કાપવાની, કાપેલ રકમ ટ્રેઝરીમાં ભરવાની અને જેની રકમ કપાય છે તેને કાપેલ રકમનું સર્ટીફીકેટ આપવાની જવાબદારીઓ છે. પરંતુ તે શક્ષ જો તે પ્રમાણે ન કરે તો તેનું શું પરીણામ આવશે તે જોઇએ. ઉપર પ્રમાણે ઈન્કમટેક્ષ અને સુપરટેક્ષ કાપવામાં જે માણુસ ગફલત કરશે તે માણુસે ઇન્કમટેક્ષ ભરવામાં કસુર કરી છે તેમ ગણી તેટલી રકમનો ટેક્ષ બ્રિટીશ હીંદમાં રહેનારા તે શક્ષ પાસેથી વસુલ કરવામાં આવશે [જુઓ કલમ ૧૮] વળી ઇન્કમટેક્ષ ઓફીસરને જો એમ લાગશે કે મજકુર શક્ષે ઇરાદા પૂર્વક જ ગફલત કરેલી છે તો જેટલી રકમ ટેક્ષની લેવાશે તેટલીજ રકમ સુધી કંઇ પણ દંડ કરી શકશે. [ જુઓ કલમ ૪૬ [૧] ] વધુમાં ટેક્ષ ભરવામાં થએલી ચૂકનું વ્યાજબી કારણ નહી બતાવવામાં આવે તો ટેક્ષ ભરાશે નહિ ત્યાં સુધી દરરોજના દસ રૂપીઆ સુધીનો ગમે તેટલો દંડ તે શક્ષનો થઇ શકશે. [ જુઓ કલમ ૫૧ (1) ]

રીફન્ડ:—ઉપર આપણે બ્રિટીશ હીંદ બહાર રહેનાર ના બે વિભાગ જોયા. (૧) બ્રિટીશ રૈયત, (૨) તે સિવાયના તથા તે બન્નેની બ્રિટીશ હીંદમાં ઉત્પન્ન થતી આવક ઉપર ટેક્ષ ગણવાની જુદી જુદી રીતો પણ જોઇ તે રીતોમાં બન્ને વિભાગો માટે શું તફાવત છે તે પણ જોયું. હવે આપણે ઉપર જોયું કે બ્રિટીશ હીંદમાં રહેનાર માણુસ તો બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણુસનો ઇન્કમટેક્ષ માટેનો દર ગમે તે હશે તો પણ તેને આપવી પડતી આવકમાંથી દર રૂપીએ ૦–૨–૬ પ્રમાણે ઇન્કમટેક્ષ કાપી લેવાનોજ હવે બ્રિટીશ રૈયત સિવાયના બીજા બ્રિટીશ હીંદ બહાર રહેનાર દરેક શક્ષનો માટેનો દર ૦–૨–૬ પ્રમાણે જ છે. એટલે તેવા માણુસના પગાર, વ્યાજ અથવા નફામાંથી બ્રિટીશ હીંદમાં રહેનાર માણુસ દર રૂપીએ ૦–૨–૬ પ્રમાણે કાપીલે તો તેને તો કંઇ હરકત નથી કારણ કે તેને તો આમે ૦–૨–૬ પ્રમાણેના દરથીજ ટેક્ષ ભરવાનો છે એટલે

બ્રિટીશ રૈયત સિવાયની બીજી બ્રિટીશ હીંદ બહાર રહેનારી રૈયત તેને તો રીફન્ડ માટે કંઇ પણ કરવાનું રહેતું નથી. પરંતુ બ્રિટીશ રૈયત (દેશી રાજ્ય સુદ્ધાં) ના ઇન્કમટેક્ષના દરો તેની આખી દુનીઆની આવક ઉપરઅવલંબી રહ્યા છે અને કોઇ રીતે તે ૦-૨-૬ પ્રમાણે વધારે તો છેજ નહિ. વળી તેને આખી દુનીઆની આવકની બ્રિટીશ હીંદમાં થએલી આવક જેટલામો ભાગ છે તેટલામાં ભાગ પુરતોજ ટેક્ષ આપવાનો છે. છતાં કાયદા પ્રમાણે તો બ્રિટીશ હીંદનો માણસ તેને અપાતી આવકમાંથી દર રૂપીએ ૦-૨-૬ પ્રમાણે ઇન્કમટેક્ષ કાપીલેશે જ. દાખલા તરીકે જોધપુરનો માણસ કે જેની આખી દુનીઆની આવક રૂપીઆ બે હજારની જ છે. અને તેથી ઇન્કમટેક્ષ ને પાત્ર નથી. છતાં પણ તેની બ્રિટીશ હીંદમાં આવક થતી હશે તો બ્રિટીશ હીંદમાં રહેનાર માણસ તો તે આવકમાંથી દર રૂપીએ ૦-૨-૬ કાપીને જ જોધપુરના માણસને આવક આપશે આવા સંજોગોમાં જોધપુરના માણસને શું કરવાનું રહે છે? તેણે પોતે ઇન્કમટેક્ષને પાત્ર નથી અથવા તેની આખી દુનીઆની આવક પ્રમાણે ગણતાં અમુક રકમના ઇન્કમટેક્ષને તે પાત્ર છે. તેમ છતાં ૦-૨-૬ પ્રમાણે તેનો ઇન્કમટેક્ષ લેવાયો છે. માટે તે બન્ને નો તફાવત જે રહે તે રકમ પાછી મેળવવા "નોન રેસીડેન્ટ રીફન્ડ સરકલ ઇન્કમટેક્ષ ઓફીસરને" પોતાની કુલ આવક કેટલી છે, તેની બ્રિટીશ હીંદમાં કેટલી આવક થઇ છે, તે ઉપર ૦-૨-૬ પ્રમાણે કેટલો ટેક્ષ કપાયો છે, તે કેટલા ટેક્ષ માટે જવાબદાર છે, અને કેટલો ટેક્ષ વધુ કપાયો છે, અને શું રીફન્ડ મેળવવાનું છે તે તમામ વિગતો સાથે અરજી કરવી. આ અરજી સાથે જે બ્રિટીશ હીંદમાં રહેનાર શક્ષે કાપેલી રકમ બદલ સર્ટીફીકેટ આપેલું છે તે પણ બીડવું. આ રીફન્ડ માટેની અરજી જે વર્ષનું રીફન્ડ માગવાનું છે તેનાથી છેવટ ચાર વર્ષથી વરસની અંદર થઇ શકશે. પછી તેને મુદતનો બાધ આવશે.

આવી રીતે બ્રિટીશ હીંદમાં રહેનાર માણસ પાસેથી મળતા

વ્યાજ વિગેરેની રકમ માટે કપાએલા ટેક્ષ બદલ બ્રિટીશ હીંદ બહાર રહેનારને રીફન્ડ વિગેરેની માથાકૂટ કરવી પડશે આની આડ કતરી અસર બ્રિટીશ હીંદ બહાર રહેનારની બ્રિટીશ હીંદમાં જેટલી મુડી રોકાએલ છે તે મુડીનો ઘણો ભાગ પાછો ખેંચાઇ જવા સંભવ છે. આના કરતાં કાયદામાં તેમને માટે અમુક વ્યાજની દર નક્કી કરવામાં આવ્યો હોત તો આ મુસ્કેલીઓ દૂર થઇ શકત અને ટેક્ષની આવકમાં બહુ ફેર પડત નહિ. આગેવાન મીલ માલેકો, કંપનીઓ અને વેપારીઓ આ માટે કંઇ કરશે કે?

વળી મીલોમાં, બેન્કોમાં અને કંપનીઓમાં બ્રિટીશ હીંદ બહાર રહેનારો માણસ કોણ છે, અને કોણ નથી તેની પુરતી માહીતી હોતી નથી. જમાની રસીદ બુકોમાં તો જમા મૂકનારનું નામ અને જન્મ સ્થાનજ હોય છે. એટલે તેઓ તો જન્મસ્થાન ઉપરથી જ અમુક વ્યક્તિ બ્રિટીશ હીંદમાં રહેનારી છે કે બ્રિટીશ હીંદ બહાર રહેનારી છે તે નક્કી કરશે. જ્યારે ઉપર જોયું તે પ્રમાણે બ્રિટીશ હીંદમાં રહેનાર કે બહાર રહેનારની વ્યાખ્યાંને જન્મસ્થાન સાથે કંઇ પણ સંબંધ નથી. આથી મોટી ગુચ (anomaly) ઉભી થવા સંભવ છે. માટે દરેક વ્યક્તિને સૂચના આપવામાં આવે છે કે તેણે પોતાની સ્થિતીની ચોખવટ કરી દેવી. કે જેથી ભવિષ્યમાં મુસ્કેલી પડે નહિ. આવી રીતે પ્રથમથી ચોખવટ કરેલ ન હોય અને તે હિસાબે બ્રિટીશ હીંદના રહીશ હોવા છતાં બહારના રહીશ તરીકે ગણી કંપની તથા મીલો ૦-૨-૬ પ્રમાણે ટેક્ષ કાપતી હોય તો એ સલાહ આપવામાં આવે છે કે સદરહુ સક્ષે એક એફીડેવીટ સાથે રજીષ્ટર નોટીસ તે મીલના એજન્ટ-ને કે કંપનીના મેનેજીંગ ડાયરેકટરને આપવી, જેમાં જણાવવું કે પોતે ઉપર જણાવેલ ત્રણ શરતો પકી કોઇપણ એક શરતનું પાલન કરતો હોવાથી બ્રિટીશ હિંદનો રહીશ છે માટે હવેથી તે પ્રમાણે ઇન્કમટેક્ષ કાપવો નહિ. તો ત્યારબાદ તે પ્રમાણે ટેક્ષ કપાશે નહિ.

ઉપર પ્રમાણે આપણે જોયું કે બ્રિટીશ હીંદમાં રહેનાર માણસ

૦–૨–૬ પ્રમાણે ટેક્ષ કાપી લેશે. પરંતુ જો તે માણસ બ્રિટીશ હીંદ બહાર રહેનારાના એજન્ટ તરીકે કામ કરશે અથવા તો બહાર રહેનારનો બ્રિટીશ હીંદમાં એજન્ટ હશે તો એ પ્રમાણે ૦–૨–૬ કાપવાના રહેશે નહિ.

દૃષ્ટાંત :—

સવાઇલાલ જોધપુરનો માણસ છે. તેની વીસ હજાર રૂપીઆની રકમ મુંબઇમાં વિશ્વંભરલાલને ત્યાં છ આનાના વ્યાજથી જમે પડી છે. સવાઇલાલની આ વ્યાજ સાથેની દુનીઆની કુલ આવક બે હજાર રૂપીઆની છે. હવે વિશ્વંભરલાલને તો કાયદા પ્રમાણે સવાઈલાલના થતા નવસો રૂપીઆના વ્યાજમાંથી દર રૂપીએ ૦–૨–૬ પ્રમાણે રૂ. ૧૪૦–૧૦ કાપી નાખવાના જ. હવે કાયદેસર રીતે સવાઈલાલને બીલકુલ ટેક્ષ ભરવાનો નથી. કારણ કે તેની આખી દુનીઆની આવક ફક્ત બે હજાર રૂપીઆ જ છે અને બે હજાર સુધી ટેક્ષ માફ છે. ત્યારે હવે સવાઇલાલે તેના કપાએલા રૂ. ૧૪૦–૧૦ માટે શું કરવું ? તો તેને તે રકમ પાછી મેળવવા છેવટ ચાર વર્ષની અંદર "નોન રેસીડન્ટ રીફન્ડ સરકલ ઇન્કમટેક્ષ ઓફીસરને" રીફન્ડ માટે અરજી કરવાની રહે પરંતુ વિશ્વંભરલાલ સવાઇલાલનાં એજન્ટ તરીકે કામ કરે અને સવાઇલાલનું આખી દુનીઆની આવક કેટલી છે તે બતાવતું ફોર્મ ભરે તો તે પ્રમાણે ૦–૨–૬ કાપવાની જવાબદારીમાંથી તે મુક્ત થઇ શકે પરંતુ આમ કરવામાં વિશ્વંભરલાલને સવાઇલાલના વહીવટના તમામ ચોપડા ઇન્કમટેક્ષ ઓફીસમાં બતાવવા પડે. આ તકલીફમાં જો વિશ્વંભરલાલ ઉતરે તોજ સવાઇ-લાલને રીફન્ડ મેળવવાની તકલીફમાંથી ઉગારી શકે. પરંતુ જો સવાઇલાલનો બ્રિટીશ હીંદમાં એજન્ટ હોય તો પછી વિશ્વંભરલાલ સવાઈલાલના વ્યાજમાંથી ૦–૨–૬ કાપશે નહિ. તેમજ સવાઈલાલને રીફન્ડ માટે માથાકૂટ કરવી પડશે નહિ. જે એજન્ટ હશે તે સવાઇ-લાલના ચોપડા બતાવી દેશે. માટે જે બ્રિટીશ હીંદ બહાર રહેનારી વ્ય-

ક્તિને બ્રિટીશ હીંદમાં મોટી આવક હોય તેમને એવી સલાહ આપવામાં આવે છે કે તેવા દરેકે તેમનો એક એક એજન્ટ બ્રિટીશ હીંદમાં નીમી દેવો જે તેમના તરફથી ચોપડા બતાવશે જેથી રીફન્ડ માટેની ધમાલમાંથી બચી જવાય. રીફન્ડ પણ સહેલાઈથી મળી શકતું નથી. તેમાં પણ તે માણસની આખી દુનીઆની આવક કેટલી છે તે બતાવતા રીતસરના ચોપડા બતાવવા પડે. અને બ્રિટીશ હીંદ બહાર રહેનારા માટે ઇન્કમટેક્ષ ઓફીસ પણ મુંબઈ ઈલાકા માટે મુંબઈમાં રાખી છે. એટલે દૂરના વતનીને તો આવવા જવામાં જ ઘણો ખરચ થઇ જાય એટલે બ્રિટીશ હીંદમાં જે ઠેકાણે તેમની મોટી આવક હોય ત્યાં એજન્ટ તરીકે એક હોંશીઆર માણસને રાખવો તે સલાહ ભરેલું છે.

વળી ઇન્કમટેક્ષ એક્ટની કલમ ૧૮ ની પેટા કલમ ૩ ના પ્રોવીઝો પ્રમાણે આ રીફન્ડની ધમાલમાંથી બચવાનો બીજો રસ્તો છે. પરંતુ તે ફક્ત બ્રિટીશ હીંદ બહારના માણસને અપાતા પગાર અથવા સીક્યુરીટીઝ ઉપર થતા વ્યાજની રકમ માટે જ છે બીજી કોઈ આવક હોય તે માટે તો તે કલમ લાગુ પડતી નથી. એટલે તેવા માણસને માટે તો રીફન્ડ માટેની ધમાલમાંથી બચવા એક જ રસ્તો છે અને તે એજન્ટ કે એજન્ટનો.

જે માણસને બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસને પગાર તરીકે અથવા સીક્યુરીટીઝમાં રોકેલ રકમના વ્યાજ તરીકે જે રકમ આપવાની છે. તે માણસ જો ઇન્કમટેક્ષ ઓફીસરને એવા મતલબની અરજી કરે કે પગાર અથવા વ્યાજ લેનાર માણસની તેની માન્યતા મુજબ આખી દુનીયાની આવક બે હજારની અંદર છે એટલે ઇન્કમટેક્ષને પાત્ર નથી અથવા તેની બ્રિટીશ હીંદમાંની આવક તેની માન્યતા પ્રમાણે અમુક રકમની છે અને તેથી તે અમુક દરથી જ ઇન્કમટેક્ષ ભરવાને પાત્ર છે તો ઇન્કમટેક્ષ ઓફીસર તેવા અરજદારને એક લેખીત સર્ટીફીકેટ આપશે અને તેમાં તે શક્ષનો

શું દરથી ટેક્ષ કાપવો તે જણાવશે અને તે પ્રમાણે જ્યાં સુધી તે સર્ટીફીકેટ રદ કરવામાં નહિ આવે ત્યાં સુધી ટેક્ષ કાપવાનો રહેશે. આવી રીતે નોકરીઆત વર્ગને તથા સીક્યુરીટીમાં નાણા રોકનારને રીફન્ડની ધમાલમાંથી બચવાનો એજન્સી સિવાયનો એક વધુ રસ્તો છે હવે બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસનો એજન્ટ કોણ અને તેની શું શું જવાબદારીઓ છે તે જોઈએ.

**એજન્ટ કોને કહી શકાય:**—આ ઇન્કમટેક્ષ એકટની કલમ ૪૩માં બતાવવામાં આવ્યું છે. જે માણસ બ્રિટીશ હીંદ બહાર રહેનારનો સાચે જ એજન્ટ હશે તે તો એજન્ટ કહેવાશે જ. પરંતુ તે ઉપરાંત તે માણસ તરફથી જે બ્રિટીશ હીંદમાં રોકાએલો છે અથવા તે માણસની સાથે જેનો ધંધાર્થે સંબંધ છે, અથવા જેની મારફત બ્રિટીશ હીંદ બહાર રહેનારને નફો અથવા આવક મળે છે તેવો માણસ પણ જો તેના ઉપર ઇન્કમટેક્ષ ઓફીસર એવા મતલબની નોટીસ મોકલશે કે તમને હવે પછી ઇન્કમટેક્ષ માટે અમો એજન્ટ તરીકે ગણીશું. તો તે માણસ ત્યાર બાદ ઇન્કમટેક્ષ માટે તેવા બહાર રહેનાર માણસનો એજન્ટ ગણાશે.

પરંતુ બ્રિટીશ હીંદમાં રહેનાર દલાલ બ્રિટીશ હીંદ બહાર રહેનાર સાથે સીધો વ્યવહાર નહિ રાખતો હોય પરંતુ દલાલ મારફત વ્યવહાર રાખતો હશે તો એજન્ટ તરીકે કોઇપણ સંજોગોમાં ગણી શકાશે નહિ.

વળી આવી રીતે એજન્ટ તરીકે ગણતાં પહેલાં તેને કોઇ પણ જાતના વાંધા હશે તો તે રજુ કરવાની અને સાંભળવાની તેને તક આપવામાં આવશે.

**આવી રીતના એજન્ટની જવાબદારીઓ:**—આ કલમ ૪૦ તથા ૪૨માં વર્ણવેલ છે: તે એ કે બ્રિટીશ હીંદ બહાર રહેનાર માણસને જે ટેક્ષ ભરવાનો છે તે ટેક્ષ તેના આવા

એજન્ટ પાસેથી વસુલ કરવામાં આવશે પરંતુ આ માટે એજન્ટના રક્ષણાર્થે એક કલમ ઉમેરવામાં આવી છે તે એ કે જે માણસ એજન્ટ હશે અથવા જેને એજન્ટ તરીકે તે ગણાશે તેવો ભય હશે, તે માણસ બ્રિટીશ હીંદ બહારના માણસને અપાતી રકમમાંથી અમુક રકમ ભરવા પડતા ટેક્ષ માટે સીકયુરીટી તરીક રાખી શકશે આ રકમ બાબતમાં તેના પ્રીન્સીપાલ સાથે મતભેદ થશે તો ઇન્કમટેક્ષ ઓફીસર કેટલી રકમ રાખવી તે નક્કી કરી આપશે. અને તેટલી રકમ તે એજન્ટ રાખી શકશે. જ્યારે આવી રીતે ઇન્કમટેક્ષ ઓફીસરે રકમ નક્કી કરેલ હશે ત્યારે પાછળથી જો પ્રીન્સીપાલને તે રકમ કરતાં વધુ ટેક્ષ ભરવાનો નીકળશે તોપણ એજન્ટ રાખેલી રકમ પુરતો જ જવાબદાર થશે. બાકીની રકમ માટે થશે નહિ. પરંતુ જો તેની પાસે પ્રીન્સીપાલની બીજી કંઇ રકમ હશે તો તેમાંથી ઇન્કમટેક્ષ ઓફીસર બાકીની રકમ વસુલ કરી શકશે.

# પ્રકરણ ૨ જું

## ( બ્રિટીશ હીંદના રહીશ અને બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ સંબંધી )

### આ પ્રકરણમાં તમે શું જોશો ?

૧ બ્રિટીશ હીંદમાં રહેનાર કોને કહેવો—બ્રિટીશ હિંદમાં સામાન્ય રીતે રહેનાર કોણ—ઈન્કમટેક્ષ માટે બન્નેની જવાબદારીઓ.

(૧) બ્રિટીશ હીંદમાં રહેનાર શક્ષને કઈ આવક ઉપર ટેક્ષ આપવો પડશે.

(૨) બ્રિટીશ હિંદમાં સામાન્ય રીતે રહેનાર શક્ષને કઈ આવક ઉપર ટેક્ષ આપવો પડશે.

તેમની જવાબદારીઓમાં તફાવત—કંપની, પેઢી, હીંદુ અવિભક્ત કુટુંબ અને એસોસીએશન ક્યારે બ્રિટીશ હિંદની રહીશ ગણાશે—કંપની, પેઢી વિગેરે ક્યારે બ્રિટીશ હીંદની સામાન્ય રીતે રહીશ ગણાશે.

ગયા પ્રકરણમાં આપણે બ્રિટીશ હીંદ બહાર રહેનારાઓ સંબંધી જોયું. અને તે સમજવા અર્થે "બ્રિટીશ હીંદમાં રહેનાર" અને "બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનારની વ્યાખ્યાઓ પણ તપાસી આ પ્રકરણમાં તેઓ વિષે વધુ વિચાર કરવાનો છે.

## બ્રિટીશ હીંદમાં રહેનાર કોને કહેવો ?

નીચેની ત્રણ શરતો પૈકી કોઇપણ એક શરત જે શક્ષને લાગુ પડશે તે આંકણીવાળા વરસ માટે બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે.

૧. જે શક્ષ આંકણીવાળા (previous year) વર્ષમાં બ્રિટીશ હીંદમાં ઓછામાં ઓછા ૧૮૨ દિવસ રહ્યો હોય.

અથવા

૨. તેને આંકણીવાળા વર્ષમાં બ્રિટીશ હિંદમાં ૧૮૨ દિવસ કે તેથી વધુ વખત માટે રહેવાનું મુકામ રાખ્યું હોય અને તે વર્ષમાં થોડો વખત પણ બ્રિટીશ હીંદમાં રહ્યો હોય.

અથવા

૩. આંકણીવાળા વર્ષના અગાઉના છેલ્લા ચાર વરસમાં બધા મળીને કૂલ ૩૬૫ દિવસ બ્રિટીશ હીંદમાં રહ્યો હોય અને વળી તે વર્ષમાં (ખાલી ફરવાના અથવા જોવાના કારણ સિવાય) બ્રિટીશ હીંદમાં થોડો વખત પણ રહ્યો હોય.

નોટઃ—જે વરસમાં અમુક માણસ બ્રિટીશ હીંદનો રહીશ છે કે નહિ તે શોધવું હોય તે વરસ "આંકણીવાળા" વરસની જગ્યાએ ઉપરની ત્રણે શરતોમાં મૂકવું. અને પછી જો ત્રણે શરતો પૈકી કોઇ પણ એક એક શરતનું પાલન થતું હોય તો તે માણસ તે વર્ષ માટે બ્રિટીશ હિંદનો રહીશ ગણાશે.

## દૃષ્ટાંત

ધારો કે ૧૯૩૮–૧૯૩૯ વાળું આંકણીનું વરસ છે. હવે જે શક્ષ ૧૯૩૮–૩૯ વાળા વર્ષમાં ( વર્ષ એપ્રીલની ૧ લી થી ૩૧ માર્ચ સુધી ગણવાનું ) ઓછામાં ઓછા ૧૮૨ દિવસ બ્રિટીશ હીંદમાં રહ્યો હશે તે ઇન્કમટેક્ષ માટે ૧૯૩૮–૩૯ ના વર્ષમાં બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે.

જો તે શક્ષ ૧૯૩૮–૩૯ ના વરસમાં ૧૮૨ દિવસ કે તેથી વધુ રહ્યો નહી હોય પરંતુ તેણે તે વરસમાં બ્રિટીશ હીંદમાં રહેવા માટે ૧૮૨ દિવસ કે તેથી વધુ વખત માટે મુકામ રાખ્યું હશે અને થોડો વખત પણ તે વરસમાં બ્રિટીશ હીંદમાં રહ્યો હશે તો ઇન્કમટેક્ષ માટે ૧૯૩૮–૩૯ ના વર્ષમાં બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે.

અથવા તો જે શક્ષ ૧૯૩૮–૩૯ ના વરસ દરમિઆન ૧૮૨ દિવસ કે તેથી વધુ વખત બ્રિટીશ હીંદમાં રહ્યો નથી તેમજ ૧૮૨ દિવસ કે તેથી વધુ વખત માટે બ્રિટીશ હીંદમાં રહેવાનું રહેઠાણ રાખ્યું નથી અને થોડો વખત પણ તે વરસમાં બ્રિટીશ હીંદમાં રહ્યો નથી છતાં પણ જો તે શક્ષ ૧૯૩૪ ની એપ્રિલથી ૧૯૩૮ ની માર્ચ સુધીમાં ( ચાલુ વર્ષથી ચાર વરસ અગાઉ ) બધા મળીને કૂલે બ્રિટીશ હીંદમાં ૩૬૫ દિવસ રહ્યો હશે. અને ચાલુ વર્ષમાં એટલે ૧૯૩૮–૩૯ ના વરસમાં પણ ખાલી ફરવાના કે જોવાના ઇરાદા સિવાય થોડા વખત પણ બ્રિટીશ હીંદમાં રહેલ હશે તો પણ ઇન્કમટેક્ષ માટે આંકણીવાળા વર્ષમાં બ્રિટીશ હીંદનો જ રહીશ ગણાશે.

ટુંકમાં ઉપર બતાવેલ ત્રણ શરતો પૈકી એક પણ શરતનું જે શક્ષ કોઇ વરસમાં પુરેપુરું પાલન કરશે તે તે વરસ માટે બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે.

## દૃષ્ટાંતોઃ—

૧. ધનસુખરામ અફઘાનીસ્તાનમાં રહે છે. પરંતુ દર વરસે સાત મહીના મુંબઈમાં આવે છે. તો તે ઇન્કમ-ટેક્ષ માટે બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે. કારણકે તે બ્રિટીશ હીંદમાં ૧૮૨ દિવસથી વધુ રહે છે.

( જુઓ શરત ૧ લી)

૨. શાન્તીલાલ વકીલનું અમદાવાદમાં ઘરનું ઘર છે. પરંતુ વકીલાત વડોદરામાં કરે છે. અને અમદાવાદમાં ઉના-ળાના વેકેશન વખતે આવે છે. તો શાન્તીલાલ બ્રિ-ટીશ હીંદના રહીશ ગણાશે. કારણકે તેઓ બ્રિટીશ હીંદમાં ૧૮૨ દિવસથી વધુ રહેવાનું મકાન રાખે છે. અને થોડો વખત પણ બ્રિટીશ હીંદમાં આવે છે.

( જુઓ શરત ૨ જી )

૩. હીરાલાલ પાલણપુર સ્ટેટના વતની છે. તેનાં ઘરબાર પણ પાલણપુરમાં જ છે. પરંતુ વેપાર માટે દર વરસે ચાર મહીના અમદાવાદ રહે છે. આંકણીવાળા વર્ષમાં તેમની નાદુરસ્ત તબીઅતના લીધે અમદાવાદ ફક્ત તેમનો વેપાર સંભાળવા પંદર દિવસ જ રહી શકે છે છતાં તે બ્રિટીશ હીંદના રહીશ ગણાશે. કારણ કે આંકણીવાળા વરસ અગાઉના છેલ્લા ચાર વરસમાં તે બધુ મળીને સોળ માસ રહે છે એટલે ૩૬૫ દિવસથી વધુ બ્રિટીશ હીંદમાં રહે છે અને આંકણીવાળા વર્ષનાં પણ થોડો વખત બ્રિટીશ હીંદમાં રહે છે.

[ જુઓ શરત ત્રીજી ]

ઉપર આપણે બ્રિટીશ હીંદનો રહીશ કોને ગણવો તે જોયું.

હવે બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે (ordinary resident of Br. India) રહીશ કોને ગણવો તે જોઈએ.

**બ્રિટીશ હિંદમાં સામાન્ય રીતે રહેનાર કોણ ? :—**

જે શક્ષને નીચેની બન્ને શરતો લાગુ પડશે તે આંકણીવાળા વરસ માટે "બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનાર" ગણાશે.

૧. જે શક્ષ આંકણીવાળા વર્ષના અગાઉના છેલ્લાં દસ વરસોમાં આછામાં ઓછા નવ વરસ બ્રિટીશ હીંદનો રહીશ (ઉપરની વ્યાખ્યા પ્રમાણે) હશે.

૨. જે માણસ આંકણીવાળા વર્ષના અગાઉના છેલ્લાં સાત વરસોમાં બધું મળીને બે વર્ષથી વધુ બ્રિટીશ હીંદમાં રહ્યો હશે.

નોટઃ-૧ ઉપરની બન્ને શરતો એકી સાથે જે શક્ષને લાગુ પડશે તે જ બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ ગણાશે.

નોટઃ-૨ પ્રકરણ ૧ લા તથા આ પ્રકરણમાં હવે પછી "આંકણીવાળું વરસ" એટલે જે વરસનો ઈન્કમટેક્ષ ભરવાનો છે તે વરસ અથવા જેને પાછલું વરસ (Preivious Year) કહે છે તે વરસ સમજવું.

નોટઃ-૩ જે વરસમાં અમુક માણસ બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ છે કે નહિ તે શોધવું હોય તે વરસ ઉપરની બન્ને શરતોમાં "આંકણીવાળા" વર્ષની જગ્યાએ મૂકવું. પછી જો ઉપરની બન્ને શરતોનું પાલન થતું હોય તો તે માણસ તે વરસ માટે બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ ગણાશે. આપણે સમજવા માટે ઉપરની બન્ને વ્યાખ્યાઓમાં આંકણીવાળું એટલે કે જે વરસનો ટેક્ષ ભરવાનો છે તે વરસ લીધું છે. પરંતુ જો બીજા કોઈ વરસમાં શોધવાનું હોય તો તે વરસ "આંકણીવાળા" વર્ષની જગ્યાએ મુકવાનું છે.

દૃષ્ટાંતો:—

૧. લંડનનો એક વેપારી મુંબઇમાં બાર વરસથી વેપાર માટે રહે છે. તેણે આંકણીવાળા વર્ષ અગાઉના છેલ્લા બે વરસમાં દસ માસ લંડનમાં ગાળેલ છે. પરંતુ આંકણીવાળા વરસમાં તે પાછો મુંબઇ આવી જાય છે. તો તે વેપારી આંકણીવાળા વરસમાં "બ્રિટીશ હીંદનો રહીશ" તથા "બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ" ગણાશે. કારણ કે આંકણીવાળા વરસના અગાઉના છેલ્લા ચાર વરસોમાં તે બધું મળીને બ્રિટીશ હીંદમાં ૩૬૫ દિવસથી વધુ રહે છે અને આંકણીવાળા વરસમાં થોડો વખત પણ બ્રિટીશ હીંદમાં રહે છે. એટલે બ્રિટીશ હીંદના રહીશની ત્રણ શરતો પૈકી ત્રીજી શરત તેને બરાબર લાગુ પડે છે. એટલે બ્રિટીશ હીંદનો રહીશ ગણાય. વળી આંકણીવાળા વર્ષની અગાઉના છેલ્લા દસ વરસોમાં આઠ વરસ તો બધો વખત મુંબઇમાં રહે છે. એટલે બ્રિટીશ હીંદના રહીશને લાગુ પડતી શરત ૧ પ્રમાણે આઠ વરસનો બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે. નવમા વરસે આપણને ખબર નથી કે તે કેટલો વખત મુંબઇમાં રહ્યો અને કેટલો વખત લંડન રહ્યો. પરંતુ એટલું તો ચોક્કસ છે કે નવમા વરસમાં થોડો વખત પણ મુંબઈ રહ્યો છે. જ્યારે નવમા વરસના અગાઉના છેલ્લા ચાર વરસો તો મુંબઈ જ રહ્યો છે. એટલે છેલ્લાં ચાર વરસોમાં ૩૬૫ દિવસથી વધુ બ્રિટીશ હીંદમાં રહ્યો છે. અને નવમા વરસમાં થોડો વખત પણ બ્રિટીશ હીંદમાં રહેલ છે એટલે નવમા વરસે પણ બ્રિટીશ હીંદના રહીશને લાગુ પડતી શરતો પૈકી ત્રીજી શરત પ્રમાણે બ્રિટીશ હીંદનો જ રહીશ ગણાશે આ પ્રમાણે

પાછલાં દસ વરસોમાં નવ વરસ તે બ્રિટીશ હીંદનો રહીશ છે. વળી પાછલાં સાત વરસોમાં બધુ મળીને બે વરસથી વધુ બ્રિટીશ હીંદમાં રહે છે. એટલે બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનારને લાગુ પડતી બન્ને શરતોનું તે પાલન કરે છે. એટલે બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહેનાર પણ તે ગણાશે.

૨. આફ્રિકાનો એક વેપારી બ્રિટીશ હીંદુસ્તાનમાં વીસ વરસથી રહે છે. પરંતુ દર વરસમાં ચાર માસ પોતાના દેશ જાય છે. તો તે "બ્રિટીશ હીંદનો રહીશ" અને બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ" ગણાશે. કારણ કે દર વરસે તે આઠ મહીના બ્રિટીશ હીંદમાં રહે છે એટલે બ્રિટીશ હીંદના રહીશને લાગુ પડતી ત્રણ શરતો પૈકી પહેલી શરત પ્રમાણે દર વરસને માટે તે બ્રિટીશ હીંદનો રહીશ તો ગણાશે જ. હવે આંકણીવાળા વર્ષ અગાઉ આપણે જોયું તે પ્રમાણે છેલ્લા દસ વર્ષોમાં દસે વરસ તે બ્રિટીશ હીંદનો રહીશ છે તેમજ છેલ્લા સાત વર્ષોમાં તે ચાર વરસ અને આઠ માસ બ્રિટીશ હીંદમાં રહે છે એટલે બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનારની બન્ને શરતોનું તે પાલન કરે છે. એટલે તે બ્રિટીશ હીંદનો રહીશ તેમજ સામાન્ય રીતે રહીશ એમ ગણાશે.

નોટ:–આ ઉપરથી એમ સમજવાનું નથી કે "બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનાર " બ્રિટીશ હીંદમાં રહેનાર " આંકણીવાળા વરસ માટે હોવો જ જોઈએ. તેમજ " બ્રિટીશ હીંદમાં રહેનાર " " બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનાર " હોવો જ જોઈએ. જે શક્ષને બન્ને વ્યાખ્યાઓની શરતો લાગુ પડશે તેજ માણુસ બંને સ્થિતિમાં રહી શકશે. એટલે એક માણુસ આંકણીવાળા વરસમાં

બ્રિટીશ હીંદનો રહીશ હોય અને બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ ન પણ હોય અને તેજ પ્રમાણે બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ હોય અને બ્રિટીશ હીંદનો રહીશ ન પણ હોય અથવા બંને સ્થિતિમાં પણ હોઇ શકે. ઉપરના દૃષ્ટાંતોમા આપણે બંને સ્થિતિમાં હોઇ શકે તેવા દાખલા જોયા. નીચે આપણે બન્ને સ્થિતિમાં પૈકી ગમે તે એક સ્થિતિમાં હોય તેવા દાખલા જોઇશું.

**દૃષ્ટાંતો :**

૧. લંડનનો એક માણસ મુંબઇમાં છેલ્લાં પંદર વર્ષથી રહે છે. પરંતુ ઉનાળામાં હવા ખાવા હિંદ બહાર દર વરસમાં ચાર માસ જાય છે. તેનાં ઘર ઘરબાર વિગેરે તમામ વસ્તુ કાઢી નાખી તેની નાદુરસ્ત તબીઅતના લીધે આંકણીવાળા વરસ અગાઉના છેલ્લા ત્રણ વરસ પહેલાં તે લંડન જતો રહે છે. પરંતુ ફક્ત દર વરસમાં પંદર દિવસ જ વેપાર સંભાળવા મુંબઇ આવે છે. (આંકણીવાળા વરસમાં પણ તે પંદર દિવસ જ મુંબઇ આવે છે) આવી સ્થિતિમાં તેને બ્રિટીશ હીંદના રહીશને લાગુ પડતી ત્રણ શરતો પૈકી એક પણ શરત લાગુ પડતી નથી. કારણ કે તે આંકણીવાળા વર્ષમાં ૧૮૨ દિવસથી વધુ બ્રિટીશ હીંદમાં રહેતો નથી તેમજ તેનું ૧૮૨ દિવસથી વધુ વખત માટે હિંદમાં ઘર નથી. તેમજ છેલ્લાં ચાર વરસમાં તે બધું મળીને ૩૬૫ દિવસ રહેતો નથી. એટલે તે આંકણી વાળા વર્ષમાં બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે નહિ. પરંતુ આંકણીવાળા વરસ અગાઉના છેલ્લાં દસ વરસો પૈકી સાત વરસ તો આઠ આઠ માસના મુંબઇ રહે છે. એટલે પહેલી શરત પ્રમાણે તે વરસોમાં તો તે બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે જ્યારે આઠમા વરસે તે પહેલાંના ચાર વરસમાં ૩૬૫ દિવસથી વધુ

બ્રિટીશ હીંદમાં રહ્યો છે. એટલે શરત ત્રીજીના હિસાબે આઠમા વર્ષ પણ બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે. તેવું જ નવમા વરસ માટે પણ તે શરત ત્રીજીના હિસાબે બ્રિટિશ હીંદનો રહીશ ગણાશે. એ રીતે દસ વરસમાં નવ વરસ તે બ્રિટીશ હીંદનો રહીશ છે. અને આંકણીવાળાં વર્ષ અગાઉના સાત વર્ષોમાં તે બધું મળીને બે વરસથી વધુ રહે છે. એટલે તેણે બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનારની બન્ને શરતોનું પાલન કર્યું છે. એટલે તે બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ ગણાશે. જ્યારે આંકણીવાળા વરસ માટે આપણે ઉપર જોયું તે પ્રમાણે બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે નહિ.

૨. એક હીંદી વેપારી લંડનમાં વેપાર અર્થે રહે છે. તેનાં ઘર બાર વિગેરે બ્રિટીશ હીંદમાં છે. પરંતુ તે દર વરસે બે મહીના પોતાને ઘેર આવે છે. આ સ્થિતીમાં તે " બ્રિટીશ હીંદનો રહીશ " ગણાશે. કારણકે તે બ્રિટીશ હીંદમાં ૧૮૨ દિવસથી વધુ વખત માટે ઘર રાખે છે અને વરસમાં થોડો વખત પણ બ્રિટીશ હીંદમાં આવે છે એટલે તે શક્ષને બ્રિટીશ હીંદના રહીશને લાગુ પડતી ત્રણ શરતો પૈકી બીજી શરત લાગુ પડે છે. પરંતુ તે બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહે-નાર ગણાશે નહિ. કારણકે તે આંકણીવાળા વરસથી અગાઉના છેલ્લા સાત વરસમાં બે વરસથી વધુ બ્રિટીશ હીંદમાં રહેતો નથી. એટલે તેને બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનારને લાગુ પડતી બન્ને શરતો પૈકી બીજી શરત લાગુ પડતી નથી.

આપણે ઉપર બ્રિટીશ હીંદમાં રહેનાર અને બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનાર કોને કહેવો તે વિગતથી જોયું. તેમની

ઈન્કમટેક્ષ માટેની જવાબદારીઓમાં તફાવત છે માટે વાંચનાર શક્ષે બહુજ વિચાર કરી બન્ને વ્યાખ્યાઓનું વિવેચન સમજવું.

### ઈન્કમટેક્ષ માટે બન્નેની જવાબદારીઓ:—

પ્રથમ આપણે "બ્રિટીશ હીંદમાં રહેનાર પરંતુ સામાન્ય રીતે નહી રહેનાર" સક્ષની જવાબદારીઓ તપાસશું. કારણકે "બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનાર" શક્ષને "બ્રિટીશ હીંદમાં રહેનાર" જે જે આવક ઉપર ટેક્ષ આપે છે તે ઉપર તો ટેક્ષ આપવો જ પડશે. પરંતુ તે ઉપરાંત પણ તેની એક જવાબદારી વધુ છે. તે કઈ છે, તે આપણે હવે પછી જોઇશું.

### "બ્રિટીશ હીંદમાં રહેનાર" પરંતુ સામાન્ય રીતે નહી રહેનાર" શક્ષને કઈ આવક ઉપર ટેક્ષ ભરવો પડશે:—

આંકણીવાળા વરસમાં મજકુર શક્ષને નીચે બતાવેલ તમામ આવક, નફો અને થતા લાભ ઉપર ઇન્કમટેક્ષ ભરવો પડશે.

(अ) આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદમાં નીપજેલી અથવા મળેલી અને જેને બ્રિટીશ હીંદમાં નીપજેલી અથવા મળેલી ગણી શકાય તેવી તમામ આવક, નફો અને લાભ ઉપર.

(ब) જે આવક બ્રિટીશ હીંદુસ્તાનની બહાર નીપજેલી અથવા થએલી હોય તેમાંથી જેટલી આવક આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી હોય તેવી રકમ,

(क) "બ્રિટીશ હીંદમાં રહેનાર" શક્ષનો બ્રિટીશ હીંદ બહાર આખી દુનીઆમાં ગમે ત્યાં વેપાર ચાલતો હોય અને તે વેપારનો વહીવટ અથવા દેખરેખ હિંદુસ્તાનમાં [ દેશી રાજ્યોનો સમાવેશ થઇ જાય છે. ] રખાતી હોય તો તે વેપારની આંકણીવાળા વર્ષમાં થયેલી આવક.

અથવા હિંદુસ્તાનમાં ચાલતા ધંધા, હુન્નરકામ અથવા રોજગારમાંથી આંકણીવાળા વર્ષમાં થયેલી આવક.

(ड) આંકણીવાળા વર્ષની અગાઉ પણ સને ૧૯૩૩ની ૧લી એપ્રીલ પછી બ્રિટીશ હીંદ બહાર થએલી અથવા નીપજેલી આવકમાંથી જેટલી આવક આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી હોય તેટલી આવક.

એ રીતે अ, ब, क અને ड નો સરવાળો એ બ્રિટીશ હીંદના રહીશની કૂલ આવક થશે. જે ઈન્કમટેક્ષને પાત્ર થશે. આમાં ૧૯૩૯–૪૦ના વરસ માટે એટલેકે ચાલુ વરસ માટે એક અપવાદ છે. તે એકે ઉપર જણાવેલ ब અને कનો સરવાળો ड કરતાં મોટો હોય તો (ड)માં જણાવેલ આવક ગણી નથી થઈ તેમ સમજવું. એટલે તે વરસમાં ફક્ત (अ) (ब) અને कમાં જણાવેલ આવકનોજ સરવાળો કરવો. પરંતુ જો डમાં જણાવેલ આવક ब અને कના સરવાળાથી મોટી થાય તો ब અને कમાં જણાવેલ આવક ગણી નથી થઇ તેમ સમજવું અને अ અને डમાં જણાવેલ આવકનોજ સરવાળો કરવો પરંતુ આ કંસેસન ફક્ત ૧૯૩૯–૪૦ના વરસ માટેજ છે. આ ૧૯૩૯–૪૦ એ ચાલું વરસ સમજવાનું છે. એટલેકે ૧૯૩૮–૩૯ ના વરસનો જેમાં ટેક્ષ ભરવાનો છે. એટલેકે આંકણીવાળું ૧૯૩૮–૩૯નું વરસ સમજવું. એટલે આ કંસેસન ફક્ત ગુજરાતી વર્ષ પ્રમાણે ૧૯૯૪ના વર્ષ માટેજ છે, પછીનો अ, ब, क અને डમાં જણાવેલ તમામ આવકનો સરવાળો બ્રિટીશ હીંદના રહીશને કરવાનો છે.

અહીં યાદ રાખવાનું કે " બ્રિટીશ હીંદ બહાર રહેનાર"ને તો ફક્ત अમાં જણાવેલ આવક ઉપરજ ટેક્ષ ભરવો પડશે. ब, क અને डમાં જણાવેલ આવક ઉપર ટેક્ષ ભરવાનો નથી. આ " બ્રિ-

ટીશ હીંદ બહાર રહેનાર ''ની અને બ્રિટીશ હીંદના રહેશ ''ની જવાબદારીઓમાં ખાસ તફાવત છે.

હવે આપણે આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ અને કંઈ આવક ઉપર ટેક્ષ ભરવો પડશે તે જોઇએ.

તેને નીચેની આવક પઉર ટેક્ષ ભરવો પડશે.

[अ] આંકણીવાળા (Previous year) વરસમાં જે આવક બ્રિટીશ હીંદમાં મળી હોય અથવા નીપજી હોય અથવા જે આવકને બ્રિટીશ હીંદમાં મળી હોય અથવા નીપજી હોય તેમ ગણી શકાય.

(ब) જે આવક બ્રિટીશ હીંદની બહાર થઇ હોય અથવા નીપજી હોય અને તેમાંથી જેટલી આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી હોય તે.

(क) જે આવક આંકણીવાળા વરસમાં પરદેશમાં [ આખી દુનીઆમાં ગમે ત્યાં ] ચાલતો વેપાર કે જેનો વહીવટ અથવા દેખરેખ હીંદુસ્તાનમાં [ જેની અંદર દેશી રાજ્યોનો સમાવેશ થઇ જાય છે ] રખાય છે તેવા વેપારમાંથી થઇ હોય અથવા હીંદુસ્તાનમાં ચાલતા ધંધા, હુન્નર કામ અથવા રોજગારમાંથી થતી આવક.

(ड) બ્રિટીશ હીંદ બહાર આંકણીવાળા વરસ અગાઉ પણ ૧૯૩૩ ના એપ્રીલની ૧ લી પછી થયેલી અથવા નીપજેલી આવકમાંથી બ્રિટીશ હીંદમાંથી આંકણીવાળા વરસમાં જે આવક લાવી હોય તે.

[ इ ] ઉપર જણાવેલ ब અને क સિવાયની બ્રિટીશ હીંદ બહાર આંકણીવાળા વરસમાં જેટલી આવક થઇ હોય તેટલી આવકમાંથી રૂપીઆ ચાર હજારને પાંચસો કાપતાં

જે રહે તેના ઉપર [ એટલે કે ચાર હજારને પાંચસો છુટના છે. ] એટલે બ્રિટીશ હીંદ બહાર જે આવક થઇ હોય તેમાંથી च અને क માં જણાવેલ આવક બાદ કરો. પછી જે વધે તે આવક રૂા. ૪૫૦૦ કરતાં વધારે હોય તો તે વધારો ઇન્કમટેક્ષને પાત્ર છે.

એ રીતે બ્રિટીશ હીંદના સામાન્ય રહીશને अ, ब, क, ड, અને इ નો સરવાળો કરતાં જે આવશે તેના ઉપર ટેક્ષ ભરવો પડશે. પરંતુ આમાં એક ૧૯૩૯–૪૦ ના [ એટલે સંવત ૧૯૯૪ નો ટેક્ષ ભરવાનો છે તે. ] અપવાદ છે. તે એકે બ્રિટીશ હીંદ બહાર ચાલુ વરસમાં જે આવક થઇ હોય અને ड માં જણાવેલી આવક એ બે આવકમાંથી જે આવક મોટી હશે તેના ઉપર ટેક્ષ ભરવો પડશે. બન્ને ઉપર ભરવો પડશે નહિ. એટલે ૧૯૩૯-૪૦ ના વરસમાં બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનારને अ + [ ब, क અને इ ના સરવાળાને તથા ड ને સરખાવતાં જે રકમ મોટી રહે તે. ] એટલે (ब+क+इ) અને –(ड) એ બેમાં જે મોટી રકમ હોય તે अ માં ઉમેરવાની પરંતુ આ અપવાદ ફક્ત ૧૯૩૯–૪૦ ના વરસ માટે જ છે. ત્યાર પછી તો अ, ब, क, ड, અને इ એ પાંચે કોલમનો સરવાળો કરવાનો છે.

ઉપર આપણે બ્રિટીશ હીંદના રહીશને તથા બ્રિટીશ હીંદના સામાન્ય રહીશને કઇ આવક ઉપર ટેક્ષ આપવો પડશે તે જોયું. હવે તેને લગતાં થોડાં દષ્ટાંતો જોઇએ.

### દૃષ્ટાંતો :

[ ૧ ] એક માણસ "બ્રિટીશ હીંદનો રહીશ છે." તેની બ્રિટીશ હીંદમાં નીપજેલી આવક રૂા. ૧૯૦૦ ની છે. અને જોધપુરમાં તેની દુકાન છે તેની આવક રૂા. ૩૦૦૦ ની છે તે ઉપરાંત વિલાયત તેની દુકાન છે જેનું કામ-કાજ, વહીવટ વિગેરે ત્યાંજ છે તેની આવક બે હજારની

છે. તેમાંથી પાંચસો બ્રિટીશ હીંદમાં તે લાવે છે તો તેને કેટલી રકમ ઉપર ટેક્ષ ભરવો પડશે? અહીં જો જોધપુરમાં તેનો વેપાર ન હોત પરંતુ જોધપુરમાં નોકરી કરતો હોત અને તે હિસાબે તેને પગારના ત્રણ હજાર મળતા હોત તો તેને કેટલી રકમ ઉપર ટેક્ષ ભરવો પડત! આ કેસમાં अ=૧૯૦૦ છે, ब=૫૦૦, क=૩૦૦૦ એટલે રૂા. ૫૪૦૦ ઉપર ટેક્ષ ભરવો પડશે પરંતુ જો જોધપુરમાં નોકરી તરીકે ત્રણ હજાર મળતા હોત તો તેને ત્રણ હજાર ઉપર ટેક્ષ ભરવો પડતો નથી. કારણકે કોલમ क ફકત, બ્રિટીશ હીંદ બહારના વેપાર કે જેની દેખરેખ હીંદુસ્તાનમાં રખાય છે તેવા વેપારની અથવા હીંદુસ્તાનમાં ચાલતા ધંધા, રોજગાર અથવા હુન્નર કામની આવકને જ લાગુ પડે છે બ્રિટીશ હીંદ બહાર નોકરી દ્વારા, વ્યાજથી, સ્થાવર મિલ્કતથી અથવા હીંદમાં ચાલતા ધંધા રોજગાર અને હુન્નર કામ તથા હીંદમાં જેનો વહીવટ છે તેવા વેપાર સિવાયની કોઇ પણ જાતની બીજી રીતથી જે આવક થાય તેના ઉપર "બ્રિટીશ હીંદના રહીશને" બીલકુલ ટેક્ષ ભરવાનો નથી એ ખાસ ધ્યાન રાખવું. જો આ કેસમાં "બ્રિટિશ હીંદના રહીશને" બદલે "બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ" હોતતો નોકરીમાંથી પેદા થતી આવક કોલમ ड માં આવત પરંતુ તે આવક ચાર હજારને પાંચસોથી વધારે નથી. એટલે તેને પણ ત્રણ હજાર ઉપર ટેક્ષ ભરવો પડશે નહિ. પરંતુ આ બન્નેની જવાબદારીઓનો તફાવત છે. બ્રિટીશ હીંદના રહીશને માટે अ, ब, क, અને ड કોલમનો જ સરવાળો કરવાનો છે, જ્યારે બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશને તે ઉપરાંત કોલમ ड માં જણાવેલી આવક ઉપર

પણ ટેક્ષ ભરવાનો છે આનું વધુ વિવેચન હવે પછી કરીશું.

૨. અમૃતલાલ શેઠની બ્રિટીશ હીંદમાં ઉપજેલી આવક રૂ. ૨૫૦૦ની છે. જોધપુરમાં દુકાન છે તેની આવક રૂ. ૩૦૦૦ ની છે. બીકાનેરમાં રોકેલ મુડીની વ્યાજની આવક પાંચ હજારની છે, અને લંડનમાં ચાલતી ફેક્ટરીની આવક રૂ. ૨૫૦૦૦ની છે પરંતુ તેનો વહીવટ લંડનમાં જ કરવામાં આવે છે ૧૯૩૪ માં બ્રિટીશ હીંદ બહાર થએલી આવકમાંથી આંકણીવાળા વરસમાં એટલે કે ૧૯૪૦–૪૧ના વરસમાં ૩૦૦૦૦ હજાર રૂપીઆ લાવવામાં આવે છે તો તેને કઇ રકમ ઉપર ટેક્ષ ભરવો પડશે.

ધારો કે અમૃતલાલ શેઠ બ્રિટીશ હીંદના રહીશ છે પરંતુ બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ નથી.

તો તેમના કેસમાં अ = ૨૫૦૦ ब=કંઈ નથી, क =૩૦૦૦ ड = ૩૦૦૦૦=૩૫૫૦૦ ઉપર ટેક્ષ ભરવાનો.

કારણકે બીકાનેરમાં રોકેલ મુડીનું વ્યાજ ટેક્ષને પાત્ર નથી કારણકે આપણે જોયું તે પ્રમાણે તે બ્રિટીશ હીંદ બહારની આવક છે અને તે વેપારમાંથી કે ધંધા, રોજગાર અને હુન્નર કામમાંથી ઉત્પન્ન થએલી આવક નથી. લંડનમાં ચાલતી ફેક્ટરીની આવક પણ તેનો વહીવટ લંડન ચાલે છે ( હિંદુસ્તાનમાં તેનો વહીવટ ચાલતો નથી ) એટલે કોલમ क માં આવી શકે નહિ. એટલે ૩૫૫૦૦ ઉપરજ ટેક્ષ ભરવો પડશે પરંતુ આંકણીવાળું ૧૯૩૮–૩૯ નું જો વરસ હોત અને ઉપર પ્રમાણે આવક થઇ હોત તો ફક્ત ૩૨૫૦૦ ઉપર જ ટેક્ષ ભરવો પડત કારણ કે ब + क નો સરવાળો ड કરતાં નાનો છે એટલે अ અને ड નો સરવાળો કરવાનો. તે ૩૨૫૦૦ થાય છે.

નોટઃ–બ્રિટીશ હીંદ બહાર ગમે તે આવક થઇ હોય પરંતુ

તેમાંની કંઇ પણ બ્રિટીશ હીંદમાં લાવવામા આવી હોય તો બ્રિટીશ હિંદના રહીશને તે આવક ઉપર તો ટેક્ષ ભરવાનો જ.

હવે ધારો કે અમૃતલાલ શેઠ બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ છે. તો તેમના કેસમાં.

अ = ૨૫૦૦, ब = કંઇ નહિ, क = ૩૦૦૦, ड = ૩૦૦૦૦, इ = ( ૫૦૦૦+૨૫૦૦૦−૪૫૦૦ ) કૂલ = ૬૧૦૦૦ ઉપર.

કારણુ કે બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશને તો દુનીઆમાં ગમે ત્યાં આવક થઇ હોય અને તે આવક બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી હોય કે નહિ તો પણ જે તે આવક ચારહજાર પાંચસોથી વધારે હોય તો તે વધારા ઉપર ટેક્ષ ભરવો જ પડશે.

હવે જો વરસ ૧૯૩૯−૪૦ ની (એટલે કે જેમાં ૧૯૩૮−૩૯ નો અથવા સંવત ૧૯૯૪ નો ટેક્ષ ભરવાનો છે તે વરસ હોતતો:−

(ब+क+इ) નો સરવાળો ૨૮૫૦૦ થાય છે. જ્યારે ड ૩૦૦૦૦ છે એટલે તે બેમાં ड મોટી છે માટે अ માં ड ઉમેરો એટલે ફક્ત ૩૨૫૦૦ ઉપર જ ટેક્ષ ભરવો પડે. આ ૧૯૩૯−૪૦ ના વરસ માટે જ કંસેસન છે. એટલે ૧૯૯૪ ના પુરા થતા વર્ષનો ટેક્ષ ભરવા માટે જ કંસેસન છે. ૧૯૯૫ ના વરસ માટે નહી.

૩. લાલભાઇ ચીમનલાલ નામના બ્રિટીશ હીંદના રહીશની ૧૯૩૮−૩૯ ના વરસની બ્રિટીશ હિંદની આવક ત્રણ હજારની છે. પણ તેઓ વડોદરામાં નોકરી કરે છે. અને તેના પગારના બે હજાર આવે છે. તેમાંથી પાંચસો બ્રિટીશ હીંદમાં લાવે છે. જોધપુરમાં પચીસ હજાર રૂપીઆ સુલતાનસીંગને ત્યાં જમે છે. તેના વ્યાજના રૂ. ૨૦૦૦ તેમને બ્રિટીશ હીંદમાં મળે છે. ૧૯૩૫ ની સાલમાં બ્રિટીશ હીંદ બહાર થએલી આવકમાંથી રૂ. ૧૨૦૦ આ વરસમાં બ્રિટીશ હીંદમાં લાવે છે. તો

તેને ક્યી રકમ ઉપર ૧૯૩૯–૪૦ માં ટેક્ષ ભરવો પડશે ? જો તે બ્રિટીશ હીંદના રહીશને બદલે સામાન્ય રીતે રહીશ હોત તો શું તફાવત પડત ?

અહીં **अ** = ૩૦૦૦, **ब** = (૫૦૦ બ્રિટીશ હીંદમાં પગારમાંથી લાવે છે. તે + ૨૦૦૦ વ્યાજના બ્રિટીશ હીંદમાં મળે છે તે મળી ૨૫૦૦) **क** = કંઇ નહિ. **ड** = ૧૨૦૦, પરંતુ અહીં જે વરસમાં ટેક્ષ ભરવાનો છે તે વરસ ૧૯૩૯–૪૦ નું છે.

એટલે (**ब** + **क**) અને **ड** માં જે મોટી રકમ હોય તે **अ** માં ઉમેરવાની એટલે ૫૫૦૦ ઉપર ટેક્ષ ભરવો પડશે. લાલભાઇ સામાન્ય રીતે રહીશ હોત તો.

**अ**, **ब**, **क** અને **ड** તો ઉપર મુજબ. **इ** શોધવાનું રહે છે.

હવે લાલભાઇની આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદ બહારની આવક **ब** અને **क**માં જણાવ્યા સિવાયની પંદરસો રૂપીઆની છે. કારણ પગારની અને વ્યાજની મળી ચાર હજારની આવક થાય તેમાંથી **ब**માં જણાવેલ પચીસો ( રૂ. ૨૫૦૦ ) જતાં પંદરસો રહે.પરંતુ તે આવક ચાર હજાર પાંચસો કરતાં ઓછી છે. એટલે તેને ટેક્ષ ભરવો પડશે નહિ. એટલે **इ**=કંઇ નહિ.

આ કેસમાં લાલભાઇ બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ હોવા છતાં કંઇ તફાવત પડયો નથી. પરંતુ વડોદરામાં નોકરીના બે હજારને બદલે છ હજાર મળતા હોત તો **इ**= (૫૫૦૦–૪૫૦૦) થાત કારણ બ્રિટીશ હીંદ બહારની કૂલ આવક આઠ હજારની છે તેમાંથી (**ब**)ના પચીસો જતાં પંચાવનસો રહ્યા તેમાંથી પીસ્તાલીસો જાય એટલે **इ**=૧૦૦૦ એટલે તેને

| **अ** + **ब** + **क** + **ड** | [ કારણ ૧૯૩૯નું વરસ છે. |
|---|---|
| ૩૦૦૦+ ૨૫૦૦ +કંઇ નહિ+કંઇ નહિ | અને ( **ब**+**क** ), (**ड**)ના કરતાં |

મોટી રકમ છે. ] + ड / ૧૦૦૦ = ૬૫૦૦ ઉપર ટેક્ષ ભરવો પડત.

૪. એક બ્રિટીશ હીંદનો રહીશ મગનલાલ વિલાયતમાં તથા હઇદ્રાબાદમાં મોટો વેપાર ચલાવે છે, પરંતુ તેનો તમામ વહીવટ લંડનમાં રાખે છે. તે વેપારમાંથી તેને દસ લાખ રૂપીઆનો નફો થાય છે. પરંતુ બ્રિટીશ હીંદમાં તે કંઇજ લાવતો નથી. વળી તેની મોટી મોટી રકમની જમેઓ કાશ્મીર સ્ટેટના શરાફોને ત્યાં વ્યાજે કાશ્મીરમાં પડેલી છે. તેની આવક બે લાખની આવે છે. તેની બ્રિટીશ હીંદમાં કંઇજ પેદાશ નથી. તેમજ તે આંકણીવાળા વરસમાં કંઇ લાવતો નથી. તો તેને કઇ રકમ ઉપર ટેક્ષ ભરવો પડશે? મગનલાલ બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ હોય તો કઇ રકમ ઉપર ભરવો પડે?

આ કેસમાં अ = ૦, ब = ૦ क, = ૦ [કારણ કે લંડન તથા હઇદ્રાબાદમાં ચાલતા વેપારનો વહીવટ લંડનમાં રાખવામાં આવે છે કોલમ क હિંદમાં જેનો વહીવટ છે તેવા વેપારની આવક માટેજ લાગુ પડે છે. વળી क કોલમ વેપાર, ધંધા, રોજગાર અથવા હુન્નર કામની આવક માટેજ લાગુ પડે છે. નોકરીની, વ્યાજની આવક સાથે સબંધ નથી. એટલે વ્યાજની આવક પણ ગણાય નહિ ] ड = ૦. એ રીતે કોઇ રકમ ઉપર ટેક્ષ ભરવો પડશે નહિ. પરંતુ જો મગનલાલ બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ હોય તો તેની આખી દુનીઆની આવકમાંથી ફક્ત (ब+क) જતાં જે રહે તેમાંથી રૂ. ૪૫૦૦ મજરે આપી બાકીની તમામ ઉપર ટેક્ષ લેવાય. એટલે આ કેસમાં કુલ આવક બાર લાખની છે क+ब=૦ એટલે બાર લાખમાંથી રૂપીઆ પીસ્તાલીસો જતાં રૂ ૧૧૯૫૫૦૦ ड કોલમ આવ્યું.

अ+ब+क+ड+इ નો સરવાળો ૧૧૯૫૫૦૦ થયો એટલે તેટલી રકમ ઉપર ટેક્ષ ભરવો પડશે.

નોટઃ—જો એક શક્ષ બ્રિટીશ હીંદનો રહીશ હોય તેમજ બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ પણ હોય તો તેને બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનારની આવક ઉપર જે રીતે ટેક્ષ લેવાય છે તે પ્રમાણે ટેક્ષ ભરવો પડશે.

ઉપર આપણે બ્રિટીશ હીંદના રહીશ., બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ અને પ્રકરણ ૧ માં બ્રિટીશ હીંદ બહારના રહીશની ટેક્ષ માટેની જવાબદારીઓ તપાસી; હવે એક બીજાની જવાબદારીઓમાં શું તફાવત છે તે જોઇએ.

**બ્રિટીશ હીંદના રહીશ, બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ અને બ્રિટીશ હીંદ બહારના રહીશની જવાબદારીઓનો તફાવતઃ—**

ઉપર જણાવેલ अ, ब, क, ड અને इ કોલમ ધ્યાનમાં રાખો અને બ્રિટીશ હીંદના રહીશની આવકનાં अ, ब, क, અને ड કોલમ સરખાવો તો માલુમ પડશે કે બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશને બ્રિટીશ હીંદનો રહીશ જે આવક ઉપર ટેક્ષ આપે છે તે આવક ઉપરનો ટેક્ષ આપવોજ પડશે પરંતુ તે ઉપરાંત વધુમાં इ કોલમમાં જણાવેલી વિગત વાળી આવકનો ટેક્ષ આપવો પડશે ટુંકમાં કહીએ તો બન્નેની જવાબદારીનો તફાવત એટલોજ છે કે "બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહેનારને" આખી દુનીઆમાં બ્રિટીશ હીંદ બહાર ગમે ત્યાં અને ગમે તેવી રીતે આવક થઇ હોય તો તેમાંથી બ્રિટીશ હીંદ બહાર જે વેપારની દેખરેખ હીંદમાં રખાય છે તેવા વેપારની, તથા હીંદમા ચાલતા ધંધા, રોજગાર અને હુનર ઉદ્યોગથી થતી આવક હોય તે, તથા જેટલી આવક બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી હોય તે, એ આવકો બાદ જતાં જે રહે તેમાંથી

રૂપીયા પીસ્તાલીસો મજરે આપતાં બાકીની આવક ઉપર ટેક્ષ ભરવો પડે છે. જ્યારે "બ્રિટીશ હીંદના રહીશને" બ્રિટીશ હીંદ બહારની આવક જો વેપારને લગતી હોય અને તે વેપારનો વહીવટ હિંદમાં હોય તો તથા ધંધો રોજગાર, હુન્નરઉદ્યોગ હિંદમાં જ હોય તો બ્રિટીશ હીંદ બહારની આવક ઉપર ટેક્ષ આપવો પડે છે નહિતર નહી. એટલે કે બ્રિટીશ હીંદ બહાર નોકરી દ્વારા, વ્યાજ દ્વારા, સ્થાવર મિલ્કતદ્વારા અથવા હીંદ બહાર જેનો વહીવટ છે તેવા વેપારમાંથી તથા હીંદ બહારના ધંધા, ઉદ્યોગ અથવા રોજગારમાંથી કંઇ પણ આવક થાય તો તે ઇન્કમટેક્ષને પાત્ર નથી. ઉપરના દષ્ટાંતોમાં આપણે બન્નેની જવાબદારીઓનું તફાવત સાથે વિવેચન કર્યું છે.

એટલે બન્નેના સંબંધમાં अ+ब+क+ड़ તો એક જ છે. પરંતુ બ્રિટીશ હીંદના સામાન્ય રહીશ માટે કોલમ इ ની આવક વધારવાની છે,

બ્રિટીશ હીંદ બહારના રહીશને તો ફક્ત अ ઉપર જ કર ભરવાનો છે, ब, क, કે ड़ ઉપર ટેક્ષ ભરવાનો નથી. તેમજ इ ઉપર પણ ટેક્ષ ભરવાનો નથી. એટલે તેમને તો બ્રિટીશ હીંદમાં થતી આવક ઉપર જ ટેક્ષ ભરવાનો છે. બીજી બ્રિટીશ હીંદ બહારની કંઇપણ આવક હોય પછી ભલે તે બ્રિટીશ હીંદમાં લાવવામાં કે મોકલવામાં આવી હોય તો પણ તે ઉપર ટેક્ષ ભરવાનો નથી. આ ખાસ તફાવત છે "બ્રિટીશ હીંદના રહીશને" તથા "બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશને" બ્રિટીશ હીંદ બહારની ગમે તે પ્રકારની આવક હોય પરંતુ જો તે આવકમાંથી કંઇપણ બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી હોય તો તે બન્નેને તે આવક ઉપર તો ટેક્ષ ભરવો જ પડશે.

હવે ટેક્ષ ભરતી વખતે બ્રિટીશ હીંદના વતનીનો અને બ્રિટીશ હીંદ બહારના વતનીનો એક તફાવત રહે છે. બ્રિટિશ હીંદના રહી-

શને અને સામાન્ય રીતે રહીશને તેમને ભરવા પડતા કરની આવકમાંથી પંદરસો માફ કરવામાં આવ્યા છે એને જ્યારે તેમની આવક બે હજાર ઉપર થાય ત્યારે જ તેમના ઉપર ટેક્ષ લેવામાં આવશે. પરંતુ બ્રિટીશ હીંદ બહારના વતનીને તો બ્રિટીશ હીંદમાં થતી એક રૂપીઆની આવક ઉપર પણ ટેક્ષ આપવો પડશે. તેને કંઇપણ મજરે મળશે નહિ. પરંતુ તે ટેક્ષ ગણવાની રીત બ્રિટીશ રૈયત અને તે સિવાયની રૈયત માટે જુદી જુદી છે, જે આપણે પ્રકરણ ૧ માં વિસ્તારથી જોયું છે. બ્રિટીશ હીંદ બહારના વતનીની આખી દુનીઆની આવક કાઢો. અને તે આવક જાણે બ્રિટીશ હીંદના રહીશને બ્રિટીશ હીંદમાં જ થઇ છે તો શું ટેક્ષ ભરવો પડે તે કાઢી તે કૂલ આવક આ માં જણાવેલી આવકથી કેટલા ગણી છે તેટલા એ તે ટેક્ષને ભાગો. જવાબ જે આવે તેટલો ટેક્ષ બ્રિટીશ હીંદ બહારની બ્રિટીશ રૈયતને ભરવો પડે.

ધારોકે આખી દુનીઆની કૂલ આવક રૂ. ૨૫૦૦ની છે, હવે તેની બ્રિટીશ હીંદની આવક ફક્ત ૫૦૦ની છે. પરંતુ બ્રિટીશ હીંદના રહીશને તથા સામાન્ય રીતે રહીશને જે બે હજારની માફી મળે છે તે બ્રિટીશ હીંદ બહારના રહીશને મળશે નહિ. એટલે તે જો બ્રિટીશ હીંદ બહારનો બ્રિટીશ રૈયત હશે તો પચીસો ઉપર થતા ટેક્ષનો પાંચમો ભાગ જેટલો ટેક્ષ ભરશે. એટલે પચીસો ઉપર પ્રકરણ ૩માં જણાવ્યા મુજબ રૂ ૪૬–૧૪ થાય. એટલે તેને રૂ. ૯–૬ ટેક્ષ ભરવો પડશે. જો બ્રિટીશ રૈયત નહી હોય તો ૫૦૦ × $\frac{૫}{૩૨}$ = ૭૮–૨ (દર રૂપીએ અઢીઆના પ્રમાણે; કારણ માટે પ્રકરણ ૧ લું જુઓ). ભરવો પડશે. મતલબકે તે લોકોને કઇ રકમ માફી તરીકે કાપી આપવામાં આવશે નહિ.

આપણે કોઇપણ શક્ષ કોઇ વરસમાં બ્રિટીશ હીંદનો રહીશ છે કે નહિ તે શોધી શકવાને તો શક્તિમાન થયા છીએ. પરંતુ કંપની, પેઢી, ભાગીદારી, એસોસીએશનો તથા હીંદુ અવિભક્ત

કુટુંબ કયારે બ્રિટીશ હીંદના રહીશ ગણાય, કયારે બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશ ગણાય, અને કયારે બ્રિટીશ હીંદ બહારના રહીશ ગણાય તે હવે જોઇએ.

## કંપની ક્યારે બ્રિટીશ હીંદમાં રહીશ તરીકે ગણાશેઃ—

જો નીચેની બે શરતો પૈકી કોઇપણ એક શરતનું કંપની પાલન કરશે તો તે આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદના રહીશ તરીકે ગણાશે. અને તેની જવાબદારીઓ બ્રિટીશ હીંદના રહીશની જવાબદારીઓ પ્રમાણેજ ગણાશે.

શરત ૧: જો આંકણીવાળા વરસમાં તે કંપની પરનો બધો કાબુ અને તેની વ્યવસ્થા બ્રિટીશ હિંદુસ્તાનમાંથી થઇ હોય.

અથવા

શરત ૨: જો તે કંપનીની કુલ આવકની અડધા કરતાં વધારે આવક બ્રિટીશ હીંદમાં આંકણીવાળા વરસમાં થઇ હોય.

### દ્રષ્ટાંતો:—

એક કંપનીની આંકણીવાળા વરસમાં કુલ આવક દસ હજારની થાય છે. તેમાંથી છ હજારની આવક અમદાવાદમાંથી થાય છે. તો તે કંપની તે વરસ માટે બ્રિટીશ હીંદની રહીશ ગણાશે [શરત ૨ પ્રમાણે]

૨ શાન્તિલાલ ભગુભાઇ એન્ડ કું. લીમીટેડની આવક બધી થઇને આંકણીવાળા વરસમાં બે લાખની છે. તેનો બધો વહીવટ મુંબઇમાંજ છે. પરંતુ તે કુંપનીની બ્રિટીશ હીંદ બહારની આવક સવા લાખની છે તો પણ તે કુંપની બ્રિટીશ હીંદની રહીશ ગણાશે [ જાઓ શરત ૧ લી ]

**કંપની ક્યારે બ્રિટીશ હીંદની સામાન્ય રીતે રહીશ ગણાશે ?**

જે કંપની બ્રિટીશ હીંદની રહીશ હશે તે કંપની બ્રિટીશ હીંદની સામાન્ય રીતે રહીશ પણ ગણાશે એટલે બ્રિટીશ હીંદના રહીશ માટે જે બે શરતો પૈકી કોઈ પણ એક સરતનું કંપનીને પાલન કરવું પડે છે તેજ બે શરતો પૈકી કોઇ પણ એક શરત જે કંપનીને લાગુ પડશે તે બ્રિટીશ હીંદની સામાન્ય રીતે રહીશ પણ ગણાશે.

**અવિભકત હીંદુ કુટુંબ, પેઢી, એસોસીએસન (શખસોની સંસ્થા) ક્યારે બ્રિટીશ હીંદની રહીશ ગણાશે?**— જે અવિભકત હીંદુ કુટુંબ, પેઢી અથવા એસોસીએશનનો બધો કાબુ અને બધી વ્યવસ્થા જે વર્ષમાં બ્રિટીશ હીંદમાંજ થાય છે તે પેઢી, અવિભકત કુટુંબ અથવા એસોસીએશન તે વરસ માટે બ્રિટીશ હીંદની રહીશ ગણાશે.

**દૃષ્ટાંત :**

[ ૧ ] અમદાવાદમાં ભોગીલાલ હીરાલાલની પેઢી છે. પરંતુ તેનો થોડો ઘણો વહીવટ ભોગીલાલના જન્મસ્થાન કલોલમાં [બરોડા સ્ટેટ] કરવામાં આવે છે. તો તે પેઢી બ્રિટીશ હીંદની રહીશ ગણાશે નહિ.

( ૨ ) અમદાવાદમાં ચાલતી એક ટ્રેડ એસોસીએશનની મુખ્ય ઓફીસ વડોદરામાં છે. અને તેથી તેની ઘણી ખરી વ્યવસ્થા વડોદરાની ઓફીસમાં થાય છે. તો તે ટ્રેડ એસોસીએશન બ્રિટીશ હીંદની રહીશ ગણાશે નહિ. જો તે એસોસીએશનનો બધો કાબુ અને બધી વ્યવસ્થા અમદાવાદમાં થતી હોત તો તે બ્રિટીશ હીંદની રહીશ ગણાત.

**અવિભક્ત હિંદુ કુટુંબ ક્યારે બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ ગણાશે:**—જો કોઇ હીંદુ અવિભક્ત કુટુંબનોકર્તા (manager) સામાન્ય રીતે બ્રિટીશ હીંદનો રહીશ હશે તે હીંદુ કુટુંબ બ્રિટીશ હીંદનો રહીશ ગણાશે એટલે કે જેનો કર્તા (manager) (૧) આંકણીવાળાળા વર્ષ અગાઉના છેલ્લાં દસ વરસોમાં ઓછામાં ઓછા નવ વર્ષ બ્રિટીશ હીંદનો રહીશ [જેની વ્યાખ્યા આપણે ઉપર જોઇ ગયા છીએ] હશે તથા [ ૨ ] જે આંકણીવાળા વર્ષની અગાઉના છેલ્લાં સાત વરસોમાં બધુ મળીને બે વર્ષથી વધુ બ્રિટીશ હીંદમાં રહ્યો હશે તેજ કુટુંબ આંકણીવાળા વરસમાં બ્રિટીશ હીંદનું સામાન્ય રીતે રહીશ ગણાશે.

**પેઢી અથવા એસોસીએશન ક્યારે બ્રિટીશ હીંદની સામાન્ય રીતે રહીશ ગણાશ:**—જો પેઢી અથવા એસોસીએશન બ્રિટીશ હીંદની રહીશ હશે એટલે કે તેનો બધો કાબુ અને બધી વ્યવસ્થા બ્રિટીશ હીંદમાંજ થએલી હશે તો તે પેઢી અથવા એસોસીએશન બ્રિટીશ હીંદની સામાન્ય રીતે રહીશ પણ ગણાશે.

ઉપર જોયું તે પ્રમાણે કંપની, પેઢી અથવા એસોસીએશન જો બ્રિટીશ હીંદની રહીશ હોય તો તે બ્રિટીશ હીંદની સામાન્ય રીતે રહીશ પણ ગણાશે.

# પ્રકરણ ૩ જું

## ઈન્કમટેક્ષ અને સુપરટેક્ષના દરો

### "સ્ટેપ" સીસ્ટમ અને "સ્લેબ" સીસ્ટમમાં તફાવત:—

જુના કાયદામાં "સ્ટેપ" સીસ્ટમથી ઈન્કમટેક્ષ અને સુપરટેક્ષ ગણાતો. "સ્ટેપ" સીસ્ટમમાં રૂ. ૨૦૦૦ સુધીનો કર માફ હતો. પછી ૨૦૦૦ થી પાંચ હજાર સુધી છપાઈ પ્રમાણે કર લેવાતો. પાંચહજાર ઉપર દસ હજાર સુધી આખીએ રકમનો નવ પાઈ પ્રમાણે ટેક્ષ લેવામાં આવતો. આ સીસ્ટમની એક મહત્વની ખોડ એ હતી કે તમારી આવક અમુક થર (Layer) થી જરાક મોટી થાય કે તરત જ આખી રકમ ઉપર બીજા થર (Layer) નો જે દર હોય તે લાગુ પડતો. દાખલા તરીકે તમારી આવક પાંચ હજારની હોય અને તે થરનો દર ૬ પાઈનો હોય તો પાંચ હજાર ઉપર છ પાઈ પ્રમાણે કર લેવાય પરંતુ જો તમારી આવક પાંચ હજારને એક રૂપીઆની થઈ જાયતો તે આવકને પાંચ હજાર ઉપર દસ હજાર સુધીના "થર" (Layer) નો દર લાગી જાય એટલે પાંચ હજારને એક રૂપીઆની બધી રકમ ઉપર નવ પાઈનો દર લાગે પરંતુ તેમાં એક એવું પ્રોવીઝન હતું કે એક "થર" પુરો થાય અને તે ઉપરના

"થર"માં જતી થોડી આવક હોય તો તેટલી આવક પુરતો જ ટેક્ષ ભરવો પડે. દાખલા તરીકે પાંચ હજાર ઉપર છ પાઈ પ્રમાણે ગણતાં રૂ ૧૫૫ થાય જ્યારે ૫૦૦૧ ઉપર નવ પાઇ પ્રમાણે ગણતાં રૂ ૨૩૪–૭ આના થાય એટલે ૧ રૂ ની આવકના વધારા ઉપર રૂ ૭૯–૭ આના વધુ ટેક્ષ ભરવો પડે તેટલા માટે એવું પ્રોવીઝન કરવામાં આવ્યું હતું કે તેવા કેસમાં રૂ. ૫૦૦૦ ઉપર જે રકમ હોય તેટલોજ ટેક્ષ ભરવાનો એટલે રૂ ૧ વધુ ટેક્ષ ભરવાનો એટલે રૂ ૧૫૬ ભરવા પડે. આવું હોવા છતાં કેટલીગે વાર અન્યાય થતો. દાખલા તરીકે જુની સીસ્ટમ પ્રમાણે ઈન્કમટેક્ષ તથા સરચાર્જના થઈને રૂ. ૫૦૦૦ ઉપર રૂ ૧૭૦ કર આપવો પડતો જ્યારે રૂ. ૫૩૩૩ ઉપર રૂ. ૨૭૧ ટેક્ષ આપવો પડતો એટલે કે રૂ. ૩૩૩ ઉપર રૂ. ૧૦૧ ટેક્ષના થતા આ તદ્દન અયોગ્ય થતું અને વળી બીજું પરિણામ એ આવ્યું કે લોકો ઓછો દર ભરવો પડે તે માટે નીચેના થરમાં તેમની આવક જાય તેમ કરતા જ્યારે ઇન્કમટેક્ષ ઓફીસર ઉંચો દર આવે તે હિસાબે ઉંચેના "થરમાં" આવક જાય તેમ પ્રયત્ન કરતા. આથી લોકોને કુદરતી રીતે ચોરી કરવા મન થતું. આ હિસાબે આ સિસ્ટમ કાઢી નાખી નવા કાયદામાં "સ્લેબ" સીસ્ટમ દાખલ કરવામાં આવી છે. નવી સીસ્ટમમાં પ્રથમની માફક અમુક "થરો" (Layers) તો પાડવામાં આવ્યા છે અને દરેક "થર"ના દર પણ જુદા જુદા છે પરંતુ તેમાં તફાવત એજ છેકે પહેલાં એક થરથી જરા ઉપર રકમ જતી કે આખી એ રકમનો ઉંચા "થર"ના દરથી ટેક્ષ લેવાતો જ્યારે હવે જેટલી રકમ એક "થર"થી ઉંચી જશે તેટલી જ રકમનો "ઉંચા થરના દરથી" ટેક્ષ લેવાશે. દાખલા તરીકે રૂ ૫૩૩૩ ઉપર ટેક્ષ ગણવાનો છે તો પહેલી સીસ્ટમ પ્રમાણે આખી રકમ ઉપર નવ પાઇ પ્રમાણે ટેક્ષ ગણાતો એટલે માણસને $\frac{5333 \times 9}{192}$ રૂપીઆ ટેક્ષ ભરવો પડતો

નવી સિસ્ટમ પ્રમાણે પ્રથમ રૂ. ૧૫૦૦ તદ્દન માફ ગણાશે પછીના ૩૫૦૦ ઉપર નવ પાઇ પ્રમાણે અને પછી વધ્યા રૂ ૩૩૩ તેના ઉપર એક આનો ને ત્રણ પાઇ પ્રમાણે ગણી ટેક્ષ લેવાશે એટલે

$$\frac{૧૫૦૦\times ૦+૩૫૦૦\times ૯+૩૩૩\times ૧૫}{૧૯૨}$$ =૧૯૦રૂપીઆ ટેક્ષ ભરવો

પડે, મતલબકે એક થરથી રકમ ઉપર થાય તો જેટલી ઉપર રકમ થાય તેટલી રકમ પુરતો જ નવા "થર"નો દર ગણવાનો. આનું પરીણામ એ આવશે કે ૮૦૦૦ રૂ. થી ઓછી આવક વાળાઓને પહેલાં કરતાં ઓછો ટેક્ષ ભરવો પડશે. આઠ હજારથી બત્રીસ હજાર વચ્ચેની આવક વાળાઓ પૈકી કેટલાકોને વધારે અને કેટલાકોને ઓછો ભરવો પડશે. જ્યારે બત્રીસ હજાર ઉપર વાળાને તો વધારેજ ભરવો પડશે—થોડા દાખલાઓ આપણે જોઇએ.

| વાર્ષીક આવક | જુનીરીતથી સર ચાર્જ સાથે | નવરીતથી |
|---|---|---|
| રૂ. | રૂ. | રૂ. |
| ૨૦૦૦ | ૧ | ૦ |
| ૨૧૫૦ | ૭૩ | ૩૦ |
| ૨૫૦૦ | ૮૫ | ૪૭ |
| ૪૦૦૦ | ૧૩૫ | ૧૧૮ |
| ૫૦૦૦ | ૧૭૦ | ૧૬૪ |
| ૫૩૩૩ | ૨૭૧ | ૧૯૦ |
| ૧૦૦૦૦ | ૫૦૯ | ૫૫૫ |
| ૧૦૬૦૦ | ૭૫૮ | ૬૩૦ |
| ૨૦૦૦૦ | ૧૮૦૬ | ૧૯૬૧ |
| ૨૧૦૦૦ | ૨૨૫૧ | ૨૧૧૭ |
| ૩૦૦૦૦ | ૩૨૧૭ | ૩૮૩૬ |
| ૭૦૦૦૦ | ૧૨૫૮૨ | ૧૫૭૧૨ |

હવે તેના દરો આપણે જોઈએ. તે દરો હાલને માટે નીચે મુજબ છે. પરંતુ તેમાં મધ્યસ્થ સરકાર ગમે તે વખતે ફેરફાર કરી શકશે.

| ઈન્કમટેક્ષ | દર |
|---|---|
| પ્રથમ રૂ. ૧૫૦૦ સુધી........................ | કંઈ નહી. |
| તે પછીના રૂ. ૩૫૦૦ સુધી.................. | ૯ પાઈ. |
| ( એટલે રૂ. ૫૦૦૦ સુધી ) | આ. પાઈ. |
| તે પછીના રૂ. ૫૦૦૦ સુધી.................... | ૧ ૩. |
| ( એટલે રૂ. ૫૦૦૦ ઉપર દસ હજાર સુધી ) | |
| તે પછીના રૂ. ૫૦૦૦ સુધી...................... | ૨ આ. |
| ( એટલે રૂ. ૧૦૦૦૦ ઉપર પંદર હજાર સુધી ) | |
| પંદર હજાર ઉપરની બાકીની ગમે તેટલી રકમ માટે............... | આ. પા. ૨ ૬. |

પરંતુ રૂ. ૨૦૦૦ ની આવક સુધી ટેક્ષ લેવાશે નહિ. જ્યારે બે હજાર ઉપર થતી આવક હોય પણ તે બે હજાર ને બાવન રૂપીઆની અંદર હશે તો બે હજાર ઉપર જેટલી આવક હશે તેના કરતાં અડધી રકમ ટેક્ષ તરીકે આપવી પડશે દાખલા તરીકે રૂ. ૨૦૨૭–૧૨ આના કૂલ આવક છે. તો તેને રૂા. ૨૭–૧૨ આના થી અડધી રકમ એટલે રૂા. ૧૩–૧૪ આના ટેક્ષ આપવો પડશે. આમ કરવાનું કારણ એ કે બે હજારની આવક સુધી ટેક્ષ માફ છે. પરંતુ ૨૦૦૧ થાય તો ફક્ત પંદરસોની જ માફી આપી પાંચસો ને એક ઉપર નવ પાઈ પ્રમાણે ટેક્ષ આપવો પડે એટલે એક રૂપીઆની વધુ આવક થતાં રૂા. ૨૩–૮ આ. ટેક્ષના આપવા પડે. આ અન્યાય દૂર કરવા એમ ઠરાવ્યું છે કે બે હજાર ઉપર સે જ વધારે આવક હોય તેની અડધી આવક ટેક્ષ તરીકે આપવાની. ગણત્રી ગણતાં આ કલમ બે હજાર ઉપર બાવન રૂપીઆ સુધીની આવક માટે લાગુ પડે છે,

એટલે બે હજારને બાવન રૂપીઆ સુધી બે હજાર ઉપર જેટલી આવક હોય તેનાથી અડધી રકમ ટેક્ષ તરીકે ગણવી.

નોટઃ—જો ટેક્ષ ગણતાં અપૂર્ણાંક આનો ગણત્રીમાં આવે તો અડધા આનો કે તેથી વધુ થતા આના માટે આખો આનો ગણાશે. જ્યારે અડધા આનાથી ઓછી રકમ છોડી દેવામાં આવશે.

દૃષ્ટાંતોઃ—રૂા. ૭૦૦૦ ઉપર ટેક્ષ કાઢો.

તો પ્રથમ ૧૫૦૦ ઉપર કંઈ નહિ. ત્યાર પછીના પાંત્રીસો રૂપીઆ ઉપર નવ પાઈ પ્રમાણે, પછી બાકી રહ્યા બે હજાર તેના ઉપર એક આનાને ત્રણ પાઈ પ્રમાણે, એટલે કુલ $\frac{૩૫૦૦\times૯+૨૦૦૦\times૧૫}{૧૯૨}$ = રૂ. ૩૨૦–૫આના. જુની સીસ્ટમમાં આખાએ ૭૦૦૦ ની રકમ ઉપર એકજ દર ગણવામાં આવતો.

૨. ૧૭૦૦૦ નો ઇન્કમટેક્ષ ગણો.

પ્રથમ ૧૫૦૦ માફ, પછીના ૩૫૦૦ ઉપર નવ પાઈ પછીના પાંચ હજાર ઉપર સવા આનો, પછીના પાંચ હજાર ઉપર બે આના અને બાકી રહેલ બે હજાર ઉપર બે આના છ પાઈ પ્રમાણે ગણવાનું છે.

| | રૂ. આ |
|---|---|
| ૧૫૦૦.....................૦ | |
| $૩૫૦૦\times\frac{૩}{૬૪}$.................. | ૧૬૪–૧ |
| $૫૦૦૦\times\frac{૫}{૬૪}$.................. | ૩૯૦–૧૦ |
| $૫૦૦૦\times\frac{૧}{૮}$ = | ૬૨૫–૦ |
| $૨૦૦૦\times\frac{૫}{૩૨}$ = | ૩૧૨–૮ |
| રૂ. ૧૭૦૦૦ | રૂ. ૧૪૯૨–૩ |

આવી રીતે જુદા જુદા થરોની ગણત્રી કરવી બહુજ માથાકુટ ભરેલી છે. માટે અમોએ એક સળંગ રીત બનાવી છે. તેમાં તમારે જુદા જુદા થરોના દર ગણી સરવાળો કરવાનું રહેશે નહિ.

તમારી આવક બે હજારની કે તેથી અંદર હોય તો તમારે કંઇ પણ કર ભરવાનો નથી.

તમારી આવક બે હજાર ઉપરની હોય પરંતુ બે હજારને બાવન અંદર હોય તો તમારે તે આવકમાંથી બે હજાર બાદ કરી જે રહે તેની અડધી રકમ ટેક્ષ તરીકે ગણવાની. આ તો સરળ છે. હવે જો તમારી આવક પાંચ હજાર સુધીની હોય (બે હજાર બાવન ઉપર જો હોય તો જ) તો તમારે નીચેનું કોષ્ટક વાપરવું.

૧ [ $\frac{૩}{૪}$ (×) – ૧૧૨૫ ] એટલા આના ટેક્ષ ભરવો પડશે.

(×) કૌંસમાં ચોકડી બતાવી છે ત્યાં તમારી આવક મૂકવી.

દૃષ્ટાંત :—૨૭૦૦ ઉપર ટેક્ષ કાઢો.

$\frac{૩}{૪}$×૨૭૦૦–૧૧૨૫=૨૦૨૫-૧૧૨૫=૯૦૦ આના= રૂ. ૫૬ આ. ૪.

૨. ૪૪૦૦ ઉપર ટેક્ષ કાઢો.

$\frac{૩}{૪}$×૪૪૦૦–૧૧૨૫=૩૩૦૦–૧૧૨૫=૨૧૭૫ આના=રૂ. ૧૩૫ આ. ૧૫

૧. એ રીતે ૨૦૫૨ ઉપરની પાંચ હજાર સુધીની કોઇ પણ આવક ઉપર ટેક્ષ [ $\frac{૩}{૪}$ (×) –૧૧૨૫ ] આના થશે.

૨. હવે આવક પાંચ હજાર ઉપર પરંતુ દસ હજાર ઉપર ન હોય તો બીલકુલ બીજી માથાકુટ કર્યા વિના નીચે પ્રમાણે કરો.

$\frac{૫}{૪}$ (×) –૩૬૨૫ આના જવાબ.

દાખલો રૂ. ૭૦૦૦ ઉપર ટેક્ષ શું ?

$\frac{૫}{૪}$×૭૦૦૦–૩૬૨૫=૫૧૨૫ આના=રૂ. ૩૨૦ આના ૫ ટેક્ષ.

૨. રૂ. ૮૩૨૪ ઉપર ટેક્ષ શું ?

$\frac{૫}{૪}$×૮૩૨૪–૩૬૨૫=૬૭૮૦ આ.=૪૨૩ રૂ. ૧૨ આ. ટેક્ષ.

રૂ. ૯૨૦૮ ઉપર ટેક્ષ શું ?

$\frac{5}{4}$×૯૨૦૮–૩૬૨૫=૭૮૮૫ આ.=રૂ. ૪૯૨ આના ૧૩ ટેક્ષ.

[૩] હવે દસ હજાર ઉપર આવક હોય પરંતુ પંદર હજાર ઉપર ન હોય તો નીચેનું કોષ્ટક લાગુ પડશે.

૨ (x) – ૧૧૧૭૫ આના જવાબ.

દાખલાઓ:                                        આના        રૂ.  આના

રૂ. ૧૨૩૨૫:–૨×૧૨૩૨૫–૧૧૧૭૫=૧૩૪૭૫ = ૮૪૨–૩

રૂ. ૧૪૯૯૯:–૨×૧૪૯૯૯–૧૧૧૭૫=૧૮૮૨૩=૧૧૭૬–૭

[૪] પંદર હજાર ઉપરની ગમે તે રકમ માટે.

$\frac{5}{2}$ (x) –૧૮૬૨૫ આના ટેક્ષ.

દાખલો. રૂ ૩૭૩૧૧ નો શો ટેક્ષ.

$\frac{5}{2}$×૩૭૩૧૧–૧૮૬૨૫=૭૪૬૫૩ આના=રૂ. ૪૬૬૫ આના ૧૩ જવાબ.

એ રીતે ગમે તે રકમનો ટેક્ષ ગણવો હોય તો દરેક થરને જુદો પાડી તેનો તે દરથી ટેક્ષ ગણી સરવાળો કરવાની માથાકુટ કરવી પડતી નથી. ફક્ત તમારી આવકને ઉપર જણાવેલ ચાર કોષ્ટકમાંથી કયું કોષ્ટક લાગુ પડે છે તે દેખી ગુણાકારને બાદબાકી કરવાની છે.

આ ઇન્કમટેક્ષના દરો કંપનીને તથા સ્થાનીક સત્તાવાળાઓને લાગુ પડતા નથી. કંપનીને તથા સ્થાનીક સત્તાવાળાઓને પોતાની કુલ આવક ઉપર ૦–૨–૬ પ્રમાણે ઇન્કમટેક્ષ આપવાનો છે.

એટલે કે તેઓને સો રૂપીઆની આવક થઇ હોય તો પણ કરના તો અઢીસો આના (રૂ. ૧૫–૧૦ આના) ઇન્કમટેક્ષના આપવાનાજ તેમને માટે બે હજાર સુધીની માફી નથી. દસ લાખની આવક થાય તો પણ ઇન્કમટેક્ષ દર રૂપીએ અઢીઆના પ્રમાણે જ

લેવાશે તેમને ટેક્ષ ગણતાં પંદરસો રૂપીઆ છુટના મળવાના નહિ. તેવીજ રીતે બ્રિટીશ હીંદ બહારના વતનીઓને પણ છુટ મળવાની નહી. અને બ્રિટીશ હીંદ બહારના બ્રિટીશ રૈયત સિવાયના વતનીઓને પણ કંપનીની માફક બ્રિટીશ હીંદમાં થતી આવક ઉપર ૦—૨—૬ પ્રમાણે ટેક્ષ ભરવાનો છે જે આપણે વિસ્તારથી પ્રકરણ ૧ માં જોયું છે. વળી કંપની અને સ્થાનીક સત્તાવાળાઓ ઉપરાંત નીચે જણાવેલ માણસોને પણ પ્રથમના પંદરસો રૂપીઆ ઉપર જે માફી આપવામાં આવી છે તે માફી આપવામાં આવશે નહિ પરંતુ તેમના માટેના દરો તો ઉપર જણાવ્યા પ્રમાણે છે ફક્ત તફાવત એટલો છે કે તેમને પંદરસોની માફી મળશે નહિ. તે નીચે મુજબ છેઃ—

કોઇ કોર્ટ ઓફ વોર્ડસના એડમીનીસ્ટ્રેટર જનરલ, ઓફીસીઅલ ટ્રસ્ટી, કોઇ રીસીવર, અથવા કોઇ કોર્ટે નીમેલા વહીવટદાર, અથવા રીતસર કરેલા ટ્રસ્ટ ડીડથી નીમાએલા કોઇ ટ્રસ્ટી અથવા ટ્રસ્ટીઓ, જેમાં મળેલી આવક કે નફો અથવા તેનો કોઇ પણ ભાગ કોઇ શખસની વતી મળવાનો મુકરર થયો નથી અથવા જે શખસોની વતી મળવાનો છે તે શખસોના હિસ્સા મુકરર થઇ અગર જણાવ્યા નથી તેવા શખસો માટે. આમાં પબ્લીક, ચેરીટેબલ અને તેવાં જ ટ્રસ્ટ કે જેના બેનીફીસીઅરી મુકરર નથી તેવાં ટ્રસ્ટોનો સમાવેશ થાય છે. તે ઉપરાંત જે શખસોને ભાગ લેવાનો હોય તે મુકરર હોય પરંતુ તેમનો શું ભાગ તે મુકરર ન હોય તો પણ તે ટ્રસ્ટની આવકમાંથી પંદરસો રૂપીઆ મજરે મળી શકશે નહિ.

નોંધઃ—વેપારીઓને સરળ પડે તે માટે છેલ્લે પાને કેટલીક રકમનો ટેક્ષ ગણીને આપ્યો છે તેની નોંધ લેશો.

## સુપરટેક્ષ કઇ રીતે ગણવો

સ્લેબ સીસ્ટમમાં સુપરટેક્ષ માટે પણ આવકના જુદા જુદા ભાગ પાડવામાં આવ્યા છે. અને તે દરેક ભાગના દર પ્રમાણે ગણીને જ સરવાળો કરવાનો છે

| આવક | દર |
|---|---|
| ૧ પ્રથમ રૂ. ૨૫૦૦૦ સુધી | કંઈ નહિ |
| ૨ તે પછીના રૂ. ૧૦૦૦૦ ,, | ૧ આનો (દર રૂપીએ) |
| ૩ તે પછીના રૂ. ૨૦૦૦૦ ,, | ૨ આના ,, |
| ૪ ,, ,, રૂ. ૭૦૦૦૦ ,, | ૩ આના ,, |
| ૫ ,, ,, રૂ. ૭૫૦૦૦ ,, | ૪ ,, ,, |
| ૬ ,, ,, રૂ. ૧૫૦૦૦૦ ,, | ૫ ,, ,, |
| ૭ ,, ,, રૂ. ૧૫૦૦૦૦ ,, | ૬ ,, ,, |
| ૮ ,, બાકીની રકમ ઉપર | ૭ ,, ,, |

કંપનીને તથા સ્થાનીક સત્તાવાળાઓને પોતાની કૂલ આવક ઉપર દર રૂપીએ એક આના પ્રમાણે સુપરટેક્ષ ભરવાનો છે. કંપનીને તથા લોકલ સત્તાવાળાઓને રૂ. ૨૫૦૦૦ માફીના મળશે નહિ. તેમની આવક એકથી માંડીને ગમે તેટલી હશે તો પણ એક આના પ્રમાણે સુપરટેક્ષ આપવો જ પડશે.

દાખલો:—

રૂા. ૭૦૦૦૦૦ ઉપર સુપરટેક્ષ શું ભરવો પડશે.

| | | |
|---|---|---|
| પહેલા | ૨૫૦૦૦ | ...............આના દર |
| પછી | ૧૦૦૦૦ × ૧ | ............૧૦૦૦૦ |
| ,, | ૨૦૦૦૦ × ૨ | ............૪૦૦૦૦ |
| ,, | ૭૦૦૦૦ × ૩ | .........૨૧૦૦૦૦ |
| ,, | ૭૫૦૦૦ × ૪ | .........૩૦૦૦૦૦ |
| ,, | ૧૫૦૦૦૦ × ૫ | .........૭૫૦૦૦૦ |
| ,, | ૧૫૦૦૦૦ × ૬ | ... ... ૯૦૦૦૦૦ |
| બાકીના | ૨૦૦૦૦૦ × ૭ | ... ...૧૪૦૦૦૦૦ |
| | રૂા. ૭૦૦૦૦૦ | ૩૬૧૦૦૦૦ આના |

= ૨૨૬૬૨.૫ રૂપીઆ સુપરટેક્ષ

જો કંપની અથવા સ્થાનીક સત્તાવાળાની આ આવક હોત તો ૭૦૦૦૦૦ × ૧ = ૭૦૦૦૦૦ આના = રૂા. ૪૨૫૦૦ ટેક્ષ ભરવો પડત આ પ્રમાણે આપણે ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષના દરો જોવા અને તે ૧૯૩૮–૩૯ના વરસની આવકથી લાગુ પડશે. પરંતુ **એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની** છે તે એકે જ્યારે કોઇપણ માણસની અથવા હીંદુ અવિભક્ત કુટુંબની કૂલ આવકની અડધા કરતાં વધારે આવક પગારમાંથી, સીકયુરીટીઝના વ્યાજમાંથી અથવા કંપનીએ જેના ઉપર બ્રિટીશ હીંદમાં ઇન્કમટેક્ષ ભરી દીધો છે તેવા ડીવીડન્ડમાંથી થયેલી હોય અથવા પગાર, સીકયુરીટીઝના વ્યાજ તથા ડીવીડન્ડના "હેડો" [ Heads ] પૈકી કોઇપણ એક કરતાં વધારે "હેડો" માંથી થએલી હોય તો તેવા શક્ષની કૂલ આવક ઉપર ૧૯૩૮–૩૯ ના વરસ માટે નીચે મુજબ ઇન્કમટેક્ષ તથા સુપરટેક્ષ લેવાશે [જુઓ ઇન્ડીઅન ફાઇનેન્સ એકટ કલમ ૪ અને ૫ ]

ઇન્કમટેક્ષઃ- તેવા માણસની અથવા હીંદુ અવિભક્ત કુટુંબની કૂલ આવક ઉપર નવી 'સ્લેબ' સીસ્ટમ આ વરસ માટે લાગુ પડશે નહિ. પરંતુ જુની 'સ્ટેપ' સીસ્ટમ પ્રમાણે તેમને ટેક્ષ આપવો પડશે.

સુપરટેક્ષઃ-પગાર, સીકયુરીટીનું વ્યાજ અથવા ડીવીડન્ડમાંથી સુપરટેક્ષ કાપવાનો હોય ત્યારે સુપરટેક્ષના દરો આ કેસમાં જુની સીસ્ટમ પ્રમાણે ગણવાના છે.

આ કલમ ફક્ત હિંદુ અવિભક્ત કુટુંબને કે કોઇ શક્ષને લાગુ પડે છે. કંપનીને, એસોસીએશનને, સ્થાનીક સત્તાવાળાઓને, પેઢીને આ કલમ લાગુ પડતી નથી. આ કલમ આ વરસ માટેજ છે. અને તે લાગુ પડે તે પહેલાં બે શરતો પુરી થવી જોઇએ.

૧. આવક પગાર, સીકયુરીટીનાં વ્યાજ કે ડીવીડન્ડના હેડો પૈકી કોઇપણ હેડમાંથી અથવા કોઇપણ એક કરતાં વધુ હેડોમાંથી હોવી જોઇએ. અને

# પ્રકરણ ચોથું

## ધંધો તથા વેપારને માટે ભરવા પડતા ટેક્ષ બાબત

(Business, profession & Vocation)

ધંધાની અંદર વકીલ, ડોકટર, ઇંજનેર વિગેરે સર્વનો ધંધો આવે છે. જ્યારે વેપારની અંદર દરેક જાતનો વેપાર આવી જાય છે.

એ રીતે ધંધા તથા વેપારમાં જેટલી આવક થાય તે ઇન્કમટેક્ષ માટેની આવકની રકમમાં ગણાશે. પરંતુ તે આવકમાંથી નીચેનાં આઇટેમો બાદ કરી જે રહે તે ઇન્કમટેક્ષ માટે આવકની રકમ ગણવી.

(૧) ધંધા અથવા વેપારને માટે કોઇ પણ મકાન રાખવું પડયું હોય તો તે મકાનનું જે ભાડું આપવું પડે તે ભાડું. પરંતુ જો તેજ મકાનમાં વેપારી અથવા ધંધો કરનાર રહેતો હોય તો ધંધા અર્થે જેટલો મકાનનો ભાગ ઉપયોગી હશે તેટલા ભાગ પુરતું જ ભાડું કાપી આપવામાં આવશે.

(૨) જો તેજ મકાનનું મરામત કરવાનું ભાડુઆતે માથે રાખ્યું હશે તો જે મરામત ખર્ચ થયો હશે તે પરંતુ આમાં પણ (૧)ની માફક જો મકાનનો થોડો ભાગ પોતાના જાતના ઉપયોગ માટે વપરાયો હશે તો જેટલો ભાગ વેપાર અર્થે ઉપયોગી હશે તેટલા ભાગ પુરતું જ મરામત ખર્ચ કાપી આપવામાં આવશે.

(૩) જો વેપાર અગર ધંધા અર્થે કંઇ પણ રકમ રોકવી પડી હોય તો તે રકમનું વ્યાજ.

પરંતુ જો તે રકમ ખાલસા બહારના શક્સની હશે તો જો તે રકમના વ્યાજનો ટેક્ષ ભરવામાં આવ્યો હશે. અથવા પ્રકરણ ૧ માં જણાવ્યા મુજબ જે શક્સને ખાલસા બહારના માણસને વ્યાજ

આપવાનું છે તેણે દર રૂપીએ ૦—૨—૬ પ્રમાણે ટેક્ષ કાપી લીધો હશે. અથવા ખાલસા બહારના માણસનો ખાલસામાં એજન્ટ હશે કે જેની પાસેથી પ્રકરણ પેલામાં જણાવ્યા મુજબ ટેક્ષ વસુલ કરી શકાશે તોજ ખાલસામાં રહેનાર શક્ષને વ્યાજની રકમ તેની કુલ આવકમાંથી કાપી આપવામાં આવશે નહિતર નહિં.

દ્રષ્ટાંતઃ—

જોધપુરના એક માણસની મુંબઇમાં પેઢી છે પરંતુ તે પેઢીમાં ઘણી ખરી જમે જોધપુરના એક મીસરીલાલની છે હવે તે પેઢીની કુલ આવક રૂા. ૫૦૦૦ ની છે મીસરીલાલને દર વરસે તે પેઢીમાંથી રૂા. ૭૦૦ વ્યાજના મળે છે એટલે પેઢીની આવક વ્યાજ કાપતાં રૂા. ૪૩૦૦ રહેશે પરંતુ જો મીસરીલાલને અપાતા વ્યાજમાંથી. પેઢીએ ૦—૨—૬ કાપી લીધા નહી હોય, અથવા મીસરીલાલનો ખાલસામાં કોઇ એજન્ટ નહી હોય અથવા કોઇ પણ રીતે મીસરીલાલને મળતી વ્યાજની રૂા. ૭૦૦] ની રકમ ઉપર ઇન્કમટેક્ષ ભરાયો નહી હોય, તો મુંબઇવાળી પેઢીને પોતાની આવકમાંથી ઇન્કમટેક્ષ માટે રૂા. ૭૦૦ કાપવાનો હક રહેશે નહિ. આવું પ્રોવીઝન રાખવાનું કારણ એટલુંજ છે કે ઘણી વખત બહારના માણસો ઇન્કમટેક્ષ ભર્યા વિના છટકી જાય છે. પરતુ હવે તે છટકી શકશે નહિ. કારણકે તેમ કરવાથી બ્રિટીશ હીંદમાં રહેનારને આડકતરી રીતે મીસરીલાલને અપાતા વ્યાજનો ટેક્ષ ભરવો પડે. આ હકીકત દૃષ્ટાંતથી પ્રકરણ ૧ માં પણ જણાવી છે.

વળી જો પેઢી હશે તો પેઢીના ભાગીદારને અપાતું વ્યાજ પણ કાપી આપવામાં આવશે નહિ.

દૃષ્ટાંતઃ—

હીરાલાલ અંબાલાલના નામની અમદાવાદમાં કાપડની પેઢી છે. તેના હીરાલાલ અને અંબાલાલ ભાગીદારો છે. તેની વાર્ષીક આવક

ખર્ચ કાઢતાં રૂા. ૨૫૦૦ થાય છે. પરંતુ હીરાલાલને તે પેઢીમાંથી રૂા. ૫૦૦ વ્યાજના મળે છે તો પેઢીની ચોકખી આવક ઈન્કમટેક્ષ માટે રૂા. ૨૫૦૦ ન ગણતાં ભાગીદારને અપાતી વ્યાજની રકમ ઉમેરી રૂા. ૩૦૦૦ ગણવાના છે, કારણ કે હીરાલાલ ભાગીદાર છે અને ભાગીદારને અપાતું વ્યાજ કાપવાનું નથી. આ ઉપરથી એમ સમજવાનું નથી કે ભાગીદારને બમણો ઈન્કમટેક્ષ ભરવો પડશે. એકંદર રીતે તો તેને ફક્ત એકજવાર ટેક્ષ ભરવો પડશે આની વિસ્તૃત સમજણ "ભાગીદારી" ના પાંચમા પ્રકરણમાં આપવામાં આવી છે.

(૪) વેપારના અર્થે વપરાતા મકાનનો, મશીનરીનો, ફરનીચરનો માલ વિગેરેનો જો વીમો ઉતરાવેલ હોય તો તે વીમાનું પ્રીમીઅમ કાપી આપવામાં આવશે.

(૫) વેપાર અર્થે વપરાતા મકાન, મશીનરી, ફરનીચર વિગેરે ઉપર જે મરામત કરવું પડે તે મરામત ખર્ચ.

(૬) વેપાર અર્થે વપરાતાં મકાન, મશીનરી, ફરનીચર તથા પ્લાન્ટ વિગેરેનો જે ઘસારો થાય તે ઘસારાની કીંમત. હવે તે ઘસારો કઇ રીતે ગણવો તે આપણે વિસ્તારથી જોઇએ.

જુના કાયદામાં એવું હતું કે મકાનની, મશીનરી, ફરનીચર વિગેરેની મુળ કીંમત જે હોય તેના અમુક ટકા ઘસારા તરીકે છુટ આપવામાં આવતી. દાખલા તરીકે વેપાર અર્થે વપરાતી મોટરની મુળ કીંમત રૂા. ૨૦૦૦૦ હોય અને ૨૦ ટકા ઘસારા તરીકે દર વરસે અપાતા હોય તો રૂા. ૪૦૦૦ દર વરસે આવકમાંથી છુટના મળતા. આનું પરીણામ એ થતું કે તેજ મોટર પાંચ વરસ પછી વેપાર અર્થે વાપરવા યોગ્ય હોય અને વપરાતી હોય છતાં તેની પાંચ વરસમાં રૂા. ૨૦૦૦૦ ની કીંમત આવકમાંથી છુટમાં મળી જતી. આથી ઈન્કમટેક્ષ માટે નુકશાન થતું. તેમજ વેપારીને પણ હરેક સાલમાં ક્યારે વસ્તુ ખરીદી, તેની નોંધ રાખવી પડતી. નવા કાયદામાં

તે હિસાબે ફેરફાર કરવામાં આવ્યો છે. આમાં દર વરસે મૂળ કીંમતના અમુક ટકા કાપવા દેવામાં નહી આવે. પહેલે વરસે તો મુળ કીંમતના અમુક ટકા કાપવામાં આવશે. પરંતુ બીજે વરસે મુળ કીંમતમાંથી જે ઘસારા તરીકે કાપવા દેવામાં રકમ આવી છે તે બાદ જતાં જે રહેશે તેના ઉપર અમુક ટકા. ત્રીજે વરસે મુળ કીંમતમાંથી પ્રથમ બે વર્ષ જે ઘસારા તરીકે કાપવામાં આવેલ હશે તે જતાં બાકી રહે તેના ઉપર અમુક ટકા. દાખલા તરીકે ઉપર જણાવેલી રૂા. ૨૦૦૦૦ ની મોટર ધંધા માટે વપરાય છે અને તેના ઉપર ૨૦ ટકા ઘસારા તરીકે કાપી આપવામાં આવે છે. તો પહેલે વરસે રૂા. ૪૦૦૦ કાપવામાં આવશે. બીજે વરસે રૂા. ૨૦૦૦૦ માંથી રૂા. ૪૦૦૦ જતાં જે રહે તેના ઉપર ૨૦ ટકા એટલે રૂા. ૩૨૦૦. ત્રીજે વરસે રૂા. ૧૬૦૦૦ માંથી રૂા. ૩૨૦૦ જતાં જે રહે તેના ઉપર એટલે રૂા. ૧૨૮૦૦ ઉપર ૨૦ ટકા એટલે રૂા. ૨૫૬૦. ચોથે વરસે રૂા. ૧૨૮૦૦ માંથી રૂા. ૨૫૬૦ જતાં જે રહે તેના ઉપર ૨૦ ટકા. એ પ્રમાણે જ્યાં સુધી મોટર વાપરવા લાયક રહેશે નહિ અથવા જ્યાં સુધી વેચાશે નહિ ત્યાં સુધી ઘસારા તરીકે અમુક રકમ કાપી આપવામાં આવશે.

આ સીસ્ટમને "રીટન ડાઉન વેલ્યુ" ઉપર ઘસારો કાપી આપવામાં આવશે તેમ કહેવાય છે. "રીટન ડાઉન વેલ્યુ" એટલે કે પહેલા વરસે ઘસારા તરીકે આપાએલ રકમ મુળ કીંમતમાંથી બાદ કરી બીજે વરસે જે રકમ ચોપડામાં બેંચાઇ હોય તે, તે રકમ બીજા વરસ માટે તે મીલ્કતની કીંમત ગણાશે અને તેના ઉપરજ ગણીને ઘસારો કાપી આપવામાં આવશે.

"રીટન ડાઉન વેલ્યુ" એટલે શું ? :–(૧) જો આંકણીવાળા વર્ષમાંજ મકાન, મશીનરી, કે ફરનીચર ખરીદાયું હોય તો તે વર્ષ માટે "રીટન ડાઉન વેલ્યુ" તેની બેઠેલી કીંમત સમજવી.

દાખલો:—૧૯૩૮–૩૯ નું વર્ષ આંકણીવાળું વર્ષ છે. આ વર્ષમાં ધંધા અર્થે એક મોટર ખરીદી તેની કીમત રૂ. ૨૦૦૦૦ પડી તો ૧૯૩૮–૩૯ ના વર્ષ માટે તે મોટરની "રીટન ડાઉન વેલ્યુ" રૂ. ૨૦૦૦૦ ગણાશે.

(૨) પરંતુ જો તે મકાન, ફરનીચર કે મશીનરી વિગેરે આંકણીવાળા વર્ષમાં નહિ ખરીદાયું હોય પરંતુ તે પહેલાં ખરીદાયું હશે તો "રીટન ડાઉન વેલ્યુ" તે વરસ માટે એકલી કીમતમાંથી ઘસારા તરીકે તે વરસની શરૂઆત સુધીમાં જેટલી છુટ મળી હશે તે તમામ રકમ બાદ કરતાં જે રહેશે તે ગણાશે પરંતુ [ આ કલમ ૧૯૩૯ પછીના વર્ષો માટેજ લાગુ પડશે.

દાખલો:—૧૯૪૪–૪૫ નું વરસ આંકણીવાળું છે. એક મોટર રૂ. ૨૫૦૦૦ ની ધંધા માટે ૧૯૪૧–૪૨ ના વરસમાં ખરીદી તો ૧૯૪૧–૪૨ ના વરસ માટે "રીટન ડાઉન વેલ્યુ" ઉપર (૧) માં જોયું તે પ્રમાણે રૂ. ૨૫૦૦૦ ની સમજવી. હવે માનો કે મોટર ઉપર ઘસારા તરીકે દસ ટકા આપે છે. તો પહેલા વર્ષનાં એટલે ૧૯૪૧–૪૨ ના વરસમાં રૂ. ૨૫૦૦ ઘસારા તરીકે છુટના મળશે. હવે ૧૯૪૨–૪૩ ના વરસમાં તેજ મોટરની "રીટન ડાઉન વેલ્યુ" ( રૂ. ૨૫૦૦૦–રૂ. ૨૫૦૦ )=રૂ. ૨૨૫૦૦ થશે અને તે વરસ માટે ઘસારા તરીકે રૂ. ૨૨૫૦ મળશે. તેવીજ રીતે ૧૯૪૩–૪૪ ના વરસમાં તેજ મોટરની "રીટન ડાઉન વેલ્યુ" રૂ. ૨૫૦૦૦–[ ૨૫૦૦+૨૨૫૦ મળેલી કુલ છુટ ]=૨૦૨૫૦ સમજવી અને તેથી તે વર્ષમાં રૂ. ૨૦૨૫ છુટના મળશે. એજ પ્રમાણે ગણતાં ૧૯૪૪–૪૫ ના વરસમાં તેજ મોટરની "રીટન ડાઉન વેલ્યુ" રૂ. [ ૨૫૦૦૦–( ૨૫૦૦+૨૨૫૦+ ૨૦૨૫ ) ]=રૂ. ૧૮૨૨૫ સમજવી. અને તે ઉપરજ ઘસારો મળશે. એટલે રૂ. ૧૮૨૨–૮ મળશે.

(૩) પરંતુ જો તે મકાન, ફરનીચર, કે મશીનરી આંકણીવાળા

વર્ષ અગાઉ તેમજ નવો કાયદો અમલમાં આવ્યો તે અગાઉ એટલે ૧૯૩૯ પહેલાં ખરીદાઈ હશે તો તેની "રીટન ડાઉન વેલ્યુ" નીચે પ્રમાણે બતાવેલી રીતથી શોધી કાઢો.

તેની મૂળ કીંમતમાંથી તેટલા વરસનું જેટલું ઘસારા તરીકે કાપી આપવામાં આવ્યું હોય તે તથા જો કોઈ શખ્સનો અત્યાર સુધી ઈન્કમટેક્ષ ન લેવાતો હોય તો જાણે તે શખ્સને તે વર્ષોમાં ઈન્કમટેક્ષ ભરવો પડે છે તેમ માની તેને જે કાપી આપવામાં આવ્યું હોત તે બાદ કરતાં જે રહે તે "રીટન ડાઉન વેલ્યુ" સમજવી. દાખલો ૧૯૩૯ ૪૦ નું આંકણીવાળું વરસ છે. ૧૯૩૫–૩૬ માં એક મોટર રૂ ૨૦૦૦૦ની ખરીદી. તે વખતના કાયદા પ્રમાણે મૂળ કીંમત ઉપર દસ ટકા ઘસારા તરીકે આપવામાં આવતું હોય તો ૧૯૩૫–૩૬, ૧૯૩૬–૩૭, ૧૯૩૭–૩૮ માં દર વરસે રૂ. ૨૦૦૦ ના હિસાબે રૂ. ૬૦૦૦ ઘસારો મળ્યો એટલે હવે રૂ. ૧૪૦૦૦ રહ્યા (રૂ. ૨૦૦૦૦ [મુળ કીંમત]–રૂ. ૬૦૦૦ ઘસારો) તે ૧૯૩૯–૪૦ ના વરસ માટે તે મોટરની "રીટન ડાઉન વેલ્યુ ગણાશે. ઉપરનાં તમામ દૃષ્ટાંતો જોતાં જણાશે કે હવેથી ઘસારો દર વરસે ઓછો ને ઓછો મળશે એટલે કોઈ દિવસ તેની મૂળ કીંમત કરતાં વધી શકશે નહિ. આથી વેપારીને લાંબો હિસાબ રાખવો પડતો નથી. કારણકે દર નવા વરસે વેપારી પોતાના ચોપડામાં મશીનરી, પ્લાન્ટ, ફરનીચર વિગેરેની તે વર્ષની "રીટન ડાઉન વેલ્યુ" ખેંચી લે આ પ્રમાણે જ્યાંસુધી તે ચીજ વેચાય નહિ કે નકામી ગણી કાઢી નંખાય નહિ ત્યાં સુધી 'રીટન ડાઉન વેલ્યુ' ખેંચવી અને તે ઉપર ઘસારા તરીકે છુટ માંગવી. હવે સવાલ એ છે કે જ્યારે તે ચીજ વેચાય અથવા કાઢી નંખાય ત્યારે શું કરવું? તો તેનો જવાબ એ છે કે જ્યારે તે ચીજ વેચાય ત્યારે તેની જે વેચાણ ઉપજે તે વેચાણ તે વરસની તે ચીજની 'રીટન ડાઉન વેલ્યુ' કરતાં ઓછી હોય તો જેટલું ઓછું હોય તેટલી છુટ તે વરસે મળશે. અને જો તે ચીજ વેચાય એવી

ન હોય અને તદ્દન નકામી ગણી કાઢી નાખવામાં આવી હોય તો તે વરસે તે ચીજની જે 'રીટન ડાઉન વેલ્યુ' હશે તેટલી રકમ છુટ અપાશે.

દાખલોઃ—૧૯૪૦-૪૧ નું આંકણીવાળું વરસ છે તે વરસની એક જુની મોટરની "રીટન ડાઉન' કીંમત રૂ. ૨૦૦૦ ની છે. પરંતુ તે હવે ખાસ ઉપયોગની રહી ન હોવાથી તેને વેચી નાંખવામાં આવે છે. અને તેના વેચાણના રૂ. ૧૫૦૦ ઉપજે છે. તો તે વરસે રૂ. ૫૦૦ કૂલ આવકમાંથી છુટના મળશે.

દાખલો ૨ઃ—દુકાનમાં વેપાર અર્થે વપરાતું એક મશીન છે. તેની "રીટન ડાઉન" કીંમત ૧૯૩૯-૪૦ ના વરસમાં રૂ. ૫-૦-૦ છે. પરંતુ તે મશીન નકામું હોવાથી તે વરસમાં ફેંકી દેવામાં આવે છે. એટલે કૂલ આવકમાંથી રૂ. ૫-૦-૦ છુટ આપવામાં આવશે "રીટન ડાઉન વેલ્યુ"નો બહુ જ સાદો અર્થ આગલા વર્ષમાં ખેંચેલી રકમમાંથી ઘસારાની રકમ બાદ કરી નવી કીંમત જે તે વર્ષના ચોપડામાં ખેંચી લેવામાં આવી છે.

નોટઃ—૧. ઉપરના દાખલાઓમાં વેચાણથી અથવા કાઢી નાખવાથી જે છુટ બતાવી છે તે છુટ જે વરસમાં કાઢી નાંખવામાં આવશે કે વેચી દેવામાં આવશે તે જ વરસમાં કાપી આપવામાં આવશે.

નોટઃ—૨. વેચાણથી અથવા નકામા તરીકે ઉપર પ્રમાણે જે છુટ મળશે તે મકાનો તથા ફરનીચર સિવાય ધંધા અર્થે વપરાતી ચીજો ઉપર મળશે. મકાન તથા ફરનીચર ઉપર મળશે નહિ.

દાખલોઃ-૧૯૩૯-૪૦ ના વર્ષની શરૂઆતમાં ધંધા અર્થે વપરાતી માલીકીની દુકાનની 'રીટન ડાઉન' કીંમત રૂ. ૫૦૦૦ ની છે. પરંતુ તે દુકાન જીર્ણ થઇ હોવાથી અને ધંધા અર્થે યોગ્ય ન હોવાથી વેચી દેવામાં આવે છે. અને તેના રૂ. ૪૦૦૦ ઉપજે છે

તો ( રૂ. ૫૦૦૦–રૂ. ૪૦૦૦)=રૂ. ૧૦૦૦ કુલ આવકમાંથી કાપી આપવામાં આવશે કે નહિ ?

**જવાબઃ**–નહિ. કારણ કે મકાન છે અને મકાન ઉપર પ્રથમ જણાવેલ કાયદો લાગુ પડતો નથી.

હવે સવાલ એ છે કે વેચાણ કરતાં કહાય તે ચીજની કીંમત તે વર્ષની "રીટન ડાઉન" કીંમત કરતાં વધારે ઉપજે તો ? આ વખતે વધારે ઉપજેલી કીંમત તે વર્ષના નફા તરીકે ગણાશે.

**દાખલોઃ**–ઉપર જણાવેલ દૃષ્ટાંતમાં જો રૂ. ૨૦૦૦ની મોટરના રૂ. ૧૫૦૦ ઉપજવાને બદલે રૂ. ૨૫૦૦ ઉપજ્યા હોત તો [રૂ. ૨૫૦૦ વેચાણ, રૂ ૨૦૦૦ રીટન ડાઉન વેલ્યુ]=રૂ. ૫૦૦ નફો ગણી તે વર્ષની કુલ આવકમાં ઉમેરી ટેક્ષ લેવાશે. આ ઘસારાની રકમ માગતાં પહેલાં નીચે પ્રમાણે ફોર્મ ભરવું પડશે.

| ૧<br>મકાન, મસીનરી ફરનીચર વિગેરેનું વર્ણન<br>૧ | ૧ અ<br>મુળ કીંમત<br>૧ અ | ૨<br>તેમાં સુધારો વધારો કરવામાં આવ્યો તો તેની કીંમત<br>૨ | ૩<br>ધંધા માટે કઇ તારીખે ઉપયોગમાં લીધી<br>૩ | ૪<br>નકામી થઇ ગએલી મશીનરી ફરનીચર વિગેરેનું વર્ણન તેની મુળ કીંમત ઘસારો કેટલો મળ્યો તે તથા ક્યારે ઉપયોગમાં લીધી અને ક્યારે વેચાણ વિગેરે હકીકત | શેરો |
|---|---|---|---|---|---|
| | | | | | |

હવે જોવાનું એટલું જ છે કે ધારો કે ઘસારો જે થયો અને તેને લીધે જે રકમ મજરે મળી તેટલી રકમ પુરતો ધંધામાં તે વરસમાં નફો ન હોય તો ? અથવા તે વરસે ધંધામાં નુકશાન આવ્યું હોય તો ? આવું બને ત્યારે નફામાંથી બાદ જતાં વધે તે ઘસારો

બીજા વર્ષના ઘસારામાં મેળવી બીજા વરસના નફામાંથી મજરે લેવાશે અને તે બે વર્ષના મેળવેલ ઘસારા પુરતો બીજે વરસે પણ નફો નહી હોય તો નફામાંથી જતાં જે વધશે તે ત્રીજા વરસના નફામાંથી લઇ શકાશે એ રીતે જ્યાં સુધી બધો ઘસારો નફામાંથી વસુલ થઇ શકશે નહિ ત્યાં સુધી નફામાંથી કાપતાં બાકી રહેતો ઘસારો આગળને આગળના વરસોમાં મજરે લઈ શકાશે.

દાખલોઃ-મુંબઈમાં રહેતા એક વેપારીને ઘસારા તરીકે પહેલે વરસે રૂા. ૨૦૦૦ કાપવાના રહે છે પરંતુ તેને તે વરસે વેપારમાં નુકશાન આવે છે તો આ ઘસારાની રકમ રૂા. ૨૦૦૦ ની બીજા વરસના નફામાં મજરે લઈ શકાશે એટલે કે ધારો કે બીજે વરસે તેને ઘસારાની રકમ રૂા. ૧૮૦૦ કાપવાની હોય અને તેને તે વરસમાં રૂા. ૪૦૦૦ નો નફો થાય તો ફક્ત તેને રૂા. ૨૦૦ ઉપરજ ટેક્ષ ભરવો પડે અને તેને રૂા. ૪૦૦૦ના નફાના બદલે તે વરસે ફક્ત રૂા. ૩૦૦૦ નો નફો થાય તો તેનો બે વર્ષનો ઘસારો નફામાંથી વસુલ થતો નથી અને રૂ. ૮૦૦ બાકી રહે છે. એટલે તે રૂ. ૮૦૦ ત્રીજા વરસના નફામાંથી મજરે લઇ શકશે. હવે ધારો કે ત્રીજે વરસે તેને ઘસારાના રૂ. ૧૬૦૦ કાપવાના હોય અને તેની આવક રૂ. ૨૪૦૦ ની હોય તો તેને એક પણ પાઇ ઉપર ટેક્ષ ભરવો પડશે નહિ. કારણ કે રૂ. ૮૦૦ મજરે લેતાં કુલ ઘસારો રૂ. ૨૪૦૦ નો થયો અને રૂ. ૨૪૦૦ ની આવક એટલે કંઇ રહેતું નથી. પરંતુ ત્રીજે વરસે પણ તેની આવક ઓછી હોય એટલે ધારો કે ફક્ત રૂ. ૨૦૦૦ ની હોય તો બાકી રહેતા રૂ. ૪૦૦ ચોથા વરસના ઘસારામાં ઉમેરી મજરે લઇ શકાશે. આ ખોટ તો ગમે તેટલા વરસો સુધી મજરે લઇ શકાશે. આ છુટ નવા કાયદાથી જ અપાઇ છે. અને તે મીલો વિગેરેને ઘણી જ ફાયદાકારક નીવડશે. આ કલમ ૧૯૪૦-૪૧ ના વરસથી લાગુ પડે છે. પરંતુ આવી ખોટ કાયદો અમલમાં આવ્યો ત્યાર પહેલાંની હોય તો શું કરવું ? તો તે માટે એ રસ્તો છે કે આવી ઘસારાની આગળ ને

આગળ લાવવામાં આવેલી ખોટ ૧૯૪૦–૪૧ ના વરસમાં જે 'રીટન ડાઉન વેલ્યુ' હોય તેમાં ઉમેરી દેવી. દાખલોઃ–એક પેઢીના મકાન, ફરનીચર વિગેરેની મૂળ કીંમત રૂ. ૧૦૦૦૦૦ ની છે. તેના ઉપર ૧૯૪૦–૪૧ ના વરસ અગાઉ રૂ. ૪૦૦૦૦ ઘસારા તરીકે મજરે આવ્યા છે. એટલે ૧૯૪૦–૪૧ વરસ માટે તે પેઢીના મજકુર મકાન, ફરનીચર વિગેરેની 'રીટન ડાઉન' કીંમત રૂ. ૬૦૦૦૦ ની રહેશે. ( રૂ. ૧૦૦૦૦૦ મુળ કીંમત–રૂ. ૪૦૦૦૦ ઘસારો ) હવે ધારો કે તે પેઢીનો ૧૯૪૦–૪૧ ના વરસની શરૂઆત સુધીમાં કૂલ નફો રૂ. ૨૫૦૦૦ નો થયો. હવે આ નફામાંથી બધો ઘસારો મજરે મળતો નથી. પરંતુ ઘસારાની ખોટ ૧૯૩૯–૪૦ ના વરસની આખરે રૂા. ૧૫૦૦૦ ની રહે છે. તો તે પેઢીએ ૧૯૪૦–૪૧ ના વરસમાં મજકુર રૂા. ૧૫૦૦૦ આગળને આગળ ન ખેંચતા જે "રીટન ડાઉન વેલ્યુ" છે તેમાં ઉમેરવી એટલે કે તે પેઢીની સને ૧૯૪૦–૪૧ના વરસની આખરે 'રીટન ડાઉન વેલ્યુ' રૂ ૬૦૦૦૦ નહિ, પણ રૂ ૭૫૦૦૦ રહેશે અને તેના ઉપર ઘસારો મજરે આપનામાં આવશે. અને પછી તેના ઉપર મળતો ઘસારો તે વર્ષના નફા કરતાં વધારે હશે તો તે રકમ ઉપર જણાવ્યા મુજબ આગળને આગળ મજરે લઇ શકાશે.

નોટ –કોઇપણ સંજોગોમાં મુળ કીંમત કરતાં ઘસારાની રકમ વધારે મળી શકશે નહિ.

(૭) વેપાર અથવા ધંધા અર્થે કોઇપણ પ્રાણીનો ઉપયોગ કરવો પડતો હોય અને તે પ્રાણી નકામું થઇ જાય અથવા મરી જાય તો તેની મુળ કીંમતમાંથી તેનું જે ઉપજે તે બાદ કરતાં જે રહે તે મજરે મળશે.

દાખલોઃ–હનુમાન નામના ઘાંચીને પોતાના ધંધા માટે બળદ વાપરવો પડે છે તે બળદની કીંમત રૂ. ૫૦ ના છે. પાંચ વરસ પછી તે ધંધા અર્થે નકામો થઇ જવાથી દસ રૂપીઆમાં તેને વેચી

દેવામાં આવે છે તો ચાલીસ રૂપીઆ આવકમાં મજરે આપવામાં આવશે.

(૮) ધંધા અર્થે વપરાતાં મકાનો વિગેરે ઉપર જમીન મ્હેસુલ, સ્થાનીક કરો તથા મ્યુનિસિપલ કરોની ભરવી પડતી રકમ.

(૯) નોકરોને અપાતું બોનસ, ડીવીન્ડ વિગેરે. પરંતુ તે બોનસ અથવા ડીવીન્ડ નફાના ભાગ તરીકે અપાતું હોવું જોઈએ નહિ. એટલે કે જો તે માણુસને નફામાં ભાગ આપવાની શરત હોય, અને તેથી આ રકમ ઇન્કમટેક્ષ માટે મજરે ન મળે એટલે વેપારી તે ભાગને બોનસના રૂપમાં ફેરવી આપવા માગતો હોય તો તે બોનસ મજરે લઇ શકશે નહિ. વળી બોનસની રકમ નોકરના પગાર તથા સંજોગો જોતાં, તેમજ ધંધા તથા વેપારમાં તે વરસે થએલ નફો જોતાં અને તેવાજ ધંધામાં અપાતી રૂઢી જોતાં વ્યાજબી હોવું જોઇએ.

દાખલો:—એક વેપારીને પોતાના નોકરને રૂ. ૧૦૦૦ નફાના આઠમા ભાગ તરીકે આપવાના છે. હવે જો આ પ્રમાણે કરે તો તેને રૂ. ૧૦૦૦ આવકમાંથી મજરે મળે નહિ. એટલે તે તેને બોનસના રૂપમાં આપી છટકી જવા માગે. પરંતુ આ કલમના આધારે તેને રૂ. ૧૦૦૦ ઉપર પણ ટેક્ષ ભરવો પડશે અને તે રકમ મજરે મળશે નહિ.

(૧૦) ડુબી ગયેલાં તથા શંકાવાળાં લહેણાં:—કેટલાક વેપારીઓ પોતાનો હિસાબ તથા નામુંઠામું રોકડમેળના ઉપર રાખે છે. જ્યારે કેટલાક બેઠા ખાતે નામું રાખે છે. ઘાલખાત વાળા લહેણામાં આ બન્ને વચ્ચે તફાવત છે. જે માણસ પોતાનું નામું રોકડમેળ ઉપર રાખતો નથી, તેવા વેપારીને લહેણામાં કંઇપણ ઘાલખાત પડી હશે, તો તે ઘાલખાત તેણે જેટલી ચોપડામાં માંડીવાળી છે તેટલી મજરે મળશે નહિ. પરંતુ ધંધાના સામાન્ય કામકાજમાં જે ઘાલખાત પડી છે તેમાંની ઇંન્કમટેક્ષ ઓફીસર જેટલાને પાછું વસુલ થઇ શકે તેમ

નથી તેમ માનશે તેટલી જ ઘાલખાત ગણાશે. દાખલા તરીકે એક વિષ્ણુપ્રસાદ નામના વેપારીને શંકરલાલની પાસે લહેણાના રૂ. ૧૦૦૦ હતા. તેમાંના પાંચસો રોકડા લઇ વિષ્ણુપ્રસાદે શંકરલાલનું ખાતું બીડીવાળ્યું. એટલે તેને રૂપીઆ પાંચસોની ઘાલખાત પડી. પણ જો વિષ્ણુપ્રસાદ પોતાનો હિસાબ રોકડ મેળ ઉપર નહી રાખતો હોય તો બધા પાંચસો રૂપીઆ મજરે મળશે નહિ. પરંતુ આ પાંચસો રૂપીઆમાંની જેટલી રકમ હવે પછી ઇન્કમટેક્ષ ઓફીસર પાછી મળી શકે તેમ નથી તેવું ગણશે તેટલી જ રકમ ઘાલખાત તરીકે મજરે મળશે. દાખલા તરીકે ઉપરના દૃષ્ટાંતમાં ઇન્કટેક્ષ ઓફીસર એમ માને કે શંકરલાલ પાસેથી હજુ રૂપીઆ દોઢસો વસુલ થઇ શકે તેમ છે. તો જો કે વિષ્ણુપ્રસાદે આખું ખાતું પાંચસો રૂપીઆ લઇ બીડીવાળ્યું છે. છતાં બાકીના પાંચસોમાંથી ફક્ત ૩૫૦) ઘાલખાત તરીકે મજરે મળશે. તેવી જ રીતે જેઓ શરાફ હશે અથવા ધીરધારનું જ કામ કરતા હશે તેઓના કેસમાં પણ ધંધાના સામાન્ય કામકાજમાં જે લેણું ડુબી જાય અથવા શંકાસ્પદ બને તે તમામ લહેણું મજરે મળશે નહિ. પરંતુ ઇન્કમટેક્ષ ઓફીસર જેટલા લહેણાને વસુલ થઇ શકે તેવું નથી તેમ ગણશે તેટલું જ લહેણું ઘાલખાત તરીકે મજરે અપાશે. શરાફ કે ધીરધાર કરનારે પોતાના ચોપડામાં ગમે તેટલી રકમ માંડી વાળી હશે તો તે મજરે અપાશે નહિ. પરંતુ તેમાંની જેટલી ઇન્કમટેક્ષ ઓફીસરની માન્યતા મુજબ ખોટું લહેણું હશે તેટલું જ મજરે મળશે. ટુંકમાં શરાફ, ધીરધાર કરનાર, અને વેપારી કે જેઓ રોકડ મેળ ઉપર હિસાબ રાખતા નથી તેઓના કેસમાં ઇન્કમટેક્ષ ઓફીસરની લેણાની ઘાલખાત વિષેની માન્યતા જ ઘાલખાત મજરે મેળવવા જરૂરની છે. પરંતુ માંડી વાળેલી રકમથી કોઇપણ સંજોગોમાં વધારે રકમ ઘાલખાત તરીકે મળી શકશે નહિ હવે જે વેપારી રોકડ મેળ ઉપર હિસાબ રાખતો હશે તેના કેસમાં ઇન્કમટેક્ષ ઓફીસરને કંઇ જોવાનું નથી. તેના ચોપડામાં જેટલી રકમ ઘાલખાત તરીકે માંડી વળાઇ હશે તે તમામ મજરે મળશે.

નોટઃ-શરાફો અને ધીરધાર કરનારાઓ રોકડ મેળ ઉપર નામું રાખતા હશે તો પણ તેમની ઘાલખાત તો ઇન્કમટેક્ષ ઓફીસર નક્કી કરશે તે જ મળશે.

હવે આવાં ખોટાં થઇ ગએલાં તથા શંકાવાળાં લહેણાં કોને કહેવાં અને કયા વરસમાં મજરે લઇ શકાશે, તે ચર્ચાસ્પદ વિષય છે. માટે વિસ્તારથી દૃષ્ટાંતો સાથે તે આપણે નીચે જોઇએ.

કેટલાકોની એવી માન્યતા છે કે કાયદા બહાર ગએલું લહેણું ખોટું જ કહેવાય. તે બરાબર નથી. કાયદા બહાર ગએલું લહેણું કોર્ટથી વસુલ થઇ શકે તેમ નથી તે ચોક્કસ છે. પરંતુ તેનો અર્થ એ નથી કે તે લહેણું ખોટું જ છે, અને દેવાદાર ન જ આપે. કેટલીએ વખત એવું બને છે કે પ્રમાણીક દેવાદારો ગમે તેટલું લહેણું જુનું થઇ ગયું હોય છતાં આપે છે. અને કેટલાક ઉસ્તાદો કાયદામાં રહ્યા છતા દેવું સમજતા જ નથી. માટે કયું લહેણું ખોટું અને કયુ સાચું તે સંજોગો ઉપર આધાર રાખે છે.

ઘણી વખત એવું બને છે કે લેણું કાયદામાં હોય પરંતુ દેવાદાર નાદાર થઇ ગયો હોય અથવા કંઇપણ મિલ્કત મૂકયા વિના બીન વારસે ગુજરી ગયો હોય અથવા પરદેશ નાસી ગયો હોય તેવા સંજોગોમાં કાયદામાં રહ્યા હોવા છતાં વ્યવહારિક દૃષ્ટિએ લહેણું ખોટું જ ગણાય. જ્યારે તેથી ઉલટોજ કેસ પ્રમાણીક દેવાદારનો છે, કે જે કાયદા બહાર ગયા છતાં પોતાનું દેવું આપે છે. માટે દરેક કેસ તેના સંજોગો ઉપરજ આધાર રાખે છે અને તેજ પ્રમાણે લહેણું સાચું ખોટું ગણી શકાય છે. મતલબકે લહેણું કાયદામાં હોવા છતાં જો તમો ઇન્કમટેક્ષ ઓફીસરને સાબીત કરી આપો કે સદરહુ દેવાદાર પાસેથી કંઇપણ વસુલ લઇ શકાય તેમ નથી, તો ઇન્કમટેક્ષ ઓફીસર તે લેણાને ખોટું ગણી મજરે આપશે. સાધારણ સંજોગોમાં કાયદા બહાર ગએલું લેણું ખોટું ગણાય છે, પરંતુ જો ઇન્ક-

મટેક્ષ ઓફીસર એમ સાબીત કરેકે તે લેણું વસુલ થઇ શકે તેવી આશા છે. તો તે વરસમાં તે લેણાને ખોટું ગણી મજરે લઈ શકાશે નહિ. વળી ઘણા વેપારીઓ અને ઇન્કમટેક્ષના કામ કરનારાઓ એવું માને છે કે જો એક લહેણું જ્યારે કાયદા બહાર ગયું હોય ત્યારે બીડીવાળી તે વરસમાં મજરે ન લીધું હોય તો ત્યાર પછીના વરસમાં તે કાયદા બહાર ગએલા લેણાને બીડીવાળી ખોટા લેણા તરીકે મજરે લઇ શકાય નહિ. પરંતુ આવો કાયદો કે કાયદાની ઓથોરીટી ક્યાંય છેજ નહિ. તેથી ઉલટું પ્રીવી કાઉન્સીલનાં એવાં રૂલીંગ છે કે ખોટું લહેણું ક્યારે થયું ગણવું તે દરેક કેસમાં જુદા જુદા સંજોગો ઉપર આધાર રાખે છે. ઉપર જણાવ્યું તે પ્રમાણે કાયદા બહાર ગએલું લેણું હમેશ ખોટું ગણવાનું નથી અને કાયદામાં રહેલું હમેશ સારું માનવાનું નથી. જો એક વેપારી એમ બતાવી શકે કે અમુક લેણું કાયદા બહાર ગએલ હોવા છતાં તેને તે વસુલ કરી શકાશે તેવી તે વરસે આશા હતી, પરંતુ સંજોગો બદલાતાં અત્યારે તે આશા નથી તો તે વરસમાં તે લહેણું બીડીવાળી મજરે લઇ સકશે.

દાખલોઃ—હરીપ્રસાદ નામના વેપારીના શંકરલાલ પાસે રૂ. ૧૦૦૦) લેણા છે તેની બાકી સંવત ૧૯૯૨ના કારતક માસની છે. આ બાકી ૧૯૯૫ના કારતક માસમાં કાયદા બહાર જાય. અને તે તે વરસમાં માંડીવાળી હરીપ્રસાદ ૧૯૯૫-૯૬ના વરસમાં મજરે લે. પરંતુ હરીપ્રસાદને એમ આશા હોય અને તે કારણો દર્શાવી ઇન્કમટેક્ષ ઓફીસરને એમ બતાવી શકે કે શંકરલાલ પાસેથી રૂ. ૧૦૦૦ વસુલ આપવાની હરીપ્રસાદને ૧૯૯૫માં આશા હતી. અને તે પ્રમાણે જુજ રકમ વસુલ પણ આવેલ છે. પરંતુ ૧૯૯૭ના જેઠ માસમાં તે નાસી ગયો છે અથવા તેના સંજોગો એવા બદલાઇ ગયા છે કે હવે કંઇપણ વસુલ મળી શકે તેવી આશા નથી. તો શંકરલાલ પાસે બાકી રહેતી રકમ ખોટા લહેણા તરીકે બીડીવાળી ૧૯૯૭ના વરસમાં

મજરે લઇ શકશે. કાયદેસર તેને કંઈ બાધ આવતો નથી. પરંતુ ઈન્કમટેક્ષ ઓફીસરને સંજોગો અને કારણોથી સમજાવવાની ફરજ ટેક્ષ ભરનારની છે.

નવા કાયદામાં બીજો અગત્યનો સુધારો એ થયો છે કે જુના કાયદામાં જ્યારે આખુંએ લેણું ખોટું થતું ત્યારેજ મજરે મળતું. શંકાવાળું લહેણું મજરે મળી શકતું નહિ. ત્યારે નવા કાયદામાં તેને લગતો અગત્યનો સુધારો થયો છે. તે સુધારો એ છે કે આખા લેણામાંથી થોડું લેણું પણ પાછું આવવાની શંકાવાળું હોય તો તેટલું લહેણું તે વરસમાં મજરે લઈ શકાશે.

દાખલો:—अ ને बनी પાસે રૂ. ૧૦૦૦નું લહેણું છે ब નાદાર થયો છે અને તેની પાસેથી લાગ તુરત ફક્ત ચાર આની આવવા આશા છે. તો अ તે વર્ષમાં જોકે રૂ. ૨૫૦) આવ્યા નથી તોપણ રૂ. ૭૫૦) મજરે લઇ શકશે. જુના કાયદા પ્રમાણે રૂા. ૭૫૦) તે વરસમાં अ મજરે લઇ શક્યો ન હોત. પરંતુ જ્યારે નાદારીનું પ્રોસીડીંગ સંપૂર્ણ રીતે પુરૂં થઇ રૂ. ૨૫૦) अ ને અપાયા હોત ત્યારે अ રૂ. ૨૫૦) જમે કરી રૂ. ૧૦૦૦)નું લહેણું જે વરસમાં બાકીવાળાત તે વરસમાં તેને મજરે મળત. તે પહેલાં નહિ. નવા કાયદા પ્રમાણે તો જ્યારે તમને વજુદવાળાં કારણોથી શંકા પડે કે અમુક લેણું આખું કોઈપણ હિસાબે વસુલ થાય તેમ નથી, તો જેટલું ન વસુલ થઈ શકે તેવું હોય તેટલું તે વરસમાં મજરે લઇ શકાશે. પરંતુ આવી રીતે ખોટાં, ડૂબી ગયેલાં અને શંકા વાળાં લહેણું ગણી જે રકમ મજરે લેવાઇ હશે, અને ત્યાર પછી દેણદાર પાસેથી કંઇપણ વસુલ થયું હશે, તો તે રકમ લહેણાની રકમમાંથી મજરે અપાએલ રકમ જતાં જેટલી વધારે હશે તેટલી રકમ તે વર્ષનો નફો છે તેમ ગણી ઇન્કમટેક્ષ માટે મજરે લેવામાં આવશે.

દાખલો:—अ નું ब, क અને ड ની પાસે અનુક્રમે રૂ. ૧૦૦૦,

રૂ. ૧૫૦૦ અને રૂ. ૮૦૦નું લહેણું છે. अ એ ब અને कનું લહેણું ખોટું ગણાવી રૂ. ૨૫૦૦ આવકમાંથી ઇન્કમટેક્ષ માટે મજરે લીધા છે. તેમજ डનું રૂ. ૮૦૦નું લહેણું શંકાવાળું છે, અને ફક્ત રૂ. ૪૦૦જ વસુલ થઇ શકે તેમ છે, તેમ ગણાવી રૂ. ૪૦૦ મજરે લીધા છે. હવે સંજોગો ફરતાં આંકણીવાળા વરસમાં તેને ब પાસેથી રૂ. ૩૦૦, क પાસેથી રૂ. ૨૦૦ તથા ड પાસેથી રૂ. ૬૦૦ મળે છે. હવે કુલ ત્રણે આસામીઓ પાસેનું તેનું લહેણું રૂ. ૩૩૦૦નું હતું. તેમાં રૂ. ૨૯૦૦ મજરે લીધા હતા એટલે રૂ. ૪૦૦ જ રહ્યા હતા. જ્યારે આંકણીવાળા વરસમાં તેને રૂ. ૧૧૦૦ મળ્યા. એટલે રૂ. ૭૦૦ તેનો નફો ગણાશે. અને તે રકમ ઇન્કમટેક્ષ માટે તેની કુલ આવકમાં ઉમેરવામાં આવશે.

**સુચના**:—આથી સમજવું કે જે વેપારીની કોઇ વરસમાં રૂા. ૨૦૦૦થી વધુ આવક થતી નહોય એટલે કે તેને આમપણ ઇન્કમટેક્ષ ભરવો પડતો નહોય તેવા નાના વેપારીઓએ ખોટા લહેણા તરીકે કોઇ પણ રકમ ભરવા પડતા ફોર્મમાં કાપી બતાવવી નહિ. કારણકે તેથી તેને તે વરસમાં ઇન્કમટેક્ષમાં કંઇ પણ લાભ થવાનો નથી જ્યારે જોગજોગે તે રકમ પાછળથી વસુલ આવે તો નફા તરીકે ગણાય અને ચાલુ વરસની આવકમાં ઉમેરાય અને તેથી સરવાળો કદાચને બે હજાર ઉપર થઇ જાય તો ઇન્કમટેક્ષ ભરવો પડે. માટે તેવા નાના વેપારીઓએ તો તેવું ફોર્મમાં બતાવવુંજ નહિ.

નોટ:—ઉપર જણાવ્યા મુજબ શંકાવાળા લહેણામાં જેટલી રકમની શંકા પડે તેટલું જ્યારે શંકા પડે ત્યારે કાપી શકાય છે પછી બાકી રહેલ રકમ કરતાં પાછળથી જો વધારે ઉપજેતો તે વરસનો નફો ગણી મજરે આપવા પડશે અને ઓછું ઉપજે તો તે વરસમાં તેટલું નુકશાન થયું ગણી મજરે લઇ શકાશે.

**આ સિવાય વેપાર અથવા ધંધાને લગતો બીજો તમામ**

**ખર્ચ**:—આમાં વેપારને અર્થે મુડી વધારવામાં અથવા તેવાંજ કામ કરવામાં (દાખલા તરીકે એક માણસ તમારી સામે હરીફાઇ ન કરે તે માટે વાર્ષીક તેને કંઇ આપવું પડે તો તેવી રકમ) અથવા પોતાના ખાનગી ખરચમાં જે રકમ જશે તે રકમ મજરે મળી શકશે નહિ.

આ હેડીંગમાં નફા અથવા નુકશાન ઉપર ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ સિવાય કોઇ પણ બીજો ટેક્ષ લેવાતો હોય તો તે ટેક્ષની રકમ ધંધા અંગેના ખરચના હિસાબે ગણી મજરે લઈ શકાશે નહિ.

આ વર્ગમાં મુખ્યત્વે બે વસ્તુઓ આવે છે (૧) નોકરોના પગારો (૨) ધંધા અંગે જોઇતી વસ્તુઓ જેવાંકે ડાકટરનાં ઓજારો, વકીલાત માટે ચોપડીઓ, ફરનીચર, એપેરેટસ, તથા બીજો જે કંઇ પરચુરણ ખર્ચ થાય તે તમામ ખર્ચ

નોકરોના પગારો:—સાધારણ સંજોગોમાં નોકરોના પગાર તથા પ્રોવીડન્ટ તથા તેવાજ બીજા ફંડની રકમ મજરે મળશે પરંતુ નીચેના સંજોગોમાં તે મજરે મળશે નહિ.

(૧) જો પગારમાંથી ટેક્ષ કપાએલ નહિ હોય અથવા કાયદેસર રીતે પ્રકરણ પેલામાં જણાવ્યા મુજબ આપનાર માણસે દર રૂપીએ ૦—૨—૬ કાપ્યો નહિ હોય તો. પરંતુ જો પેઢીની શાખા બ્રીટીશ હીંદ બહાર હોય અને તે શાખામાં જે માણસોના પગાર આપવાના હોય તેમાં ઉપર પ્રમાણે ૦—૨—૬ કાપવાની જરૂર નથી.

(૨) પગાર, વ્યાજ અથવા કમીસન ગણીને પેઢી પોતાના ભાગીદારોને કંઇ પણ આપશે તો તે રકમ મજરે મળશે નહિ.

**દાખલો**:—અમૃતલાલ સારાભાઇ એન્ડ કું. નામની સોના ચાંદીની અન રજીસ્ટર્ડ દુકાન છે. તેના અમૃતલાલ અને સારાભાઇ એમ બે ભાગીદારો છે. તેમાં અમૃતલાલ મુખ્ય ભાગ લેતા હોવાથી દુકાનમાં આઠ

આનાનો ભાગ આપવા ઉપરાંત પાંચસો રૂપીઆ દર વરસે પગારના આપવા એમ ઠરાવવામાં આવે છે. દુકાનની કુલ આવક પાંચ હજારની છે તો પેઢીને અમૃતલાલના પગારના રૂા. ૫૦૦ મજરે મળશે નહિ અને પાંચ હજાર ઉપરજ પેઢીને ટેક્ષ ભરવો પડશે.

(૩) ઇન્કમટેક્ષ ઓફીસરે માન્ય કરેલા પ્રોવીડન્ટ ફંડ કે તેવાજ ફંડમાં જે કોઇ રકમ નોકરોને આપવાની હશે, તો તે રકમ ત્યારેજ મજરે મળી શકશે કે જ્યારે આપનાર માણસે તે રકમ ઉપર ટેક્ષ કોઇ પણ રીતે ભરાય તેવી ગોઠવણ પ્રથમથીજ કરેલ હશે.

ટ્રેડ **એસોસીએશન:**—આ કાયદામાં નવો એક એવો સુધારો કરવામાં આવ્યો છે કે ટ્રેડ એસોસીએશન અને તેના જેવાં બીજા એસોસીએશનોને પોતાના મેમ્બરો તરફથી જે મળે છે તેનાથી થતા નફા ઉપર ઇન્કમટેક્ષ ભરવો પડશે. અત્યારે કયા એસોસીએશનનોને કે કલબોને ટેક્ષ ભરવો પડશે તે જાણવું મુશ્કેલ છે. ખાનગી કલબોને આ કાયદો લાગુ પડશે કે નહિ તે જ્યાં સુધી ઇન્કમટેક્ષ ઓફીસર નક્કી કરે નહિ ત્યાંસુધી ચોક્કસ કહેવાય નહિ. પરંતુ રમતગમતની કલબોને આ કાયદો ચોક્કસ લાગુ પડશે નહિ. જ્યારે શેર એસોસીએશન, કોટન એસોસીએશન, કલોથ માર્કેટ એસોસીએશન, મજુરની ટ્રેડ એસોસીએશન, રેસ કલબ, ઉપર ઇન્કમટેક્ષ જરૂરથી પડશે; કારણકે તે બધી એસોસીએશનો ટ્રેડ એસોસીએશનના જેવીજ છે અને મેમ્બરોને ધંધામાં ફાયદો થાય તેવા હેતુથી સ્થપાએલી હોવાથી તે ઇન્કમટેક્ષને પાત્ર થશે. આનંદ અને ગમત માટે જે કલબો વિગેરે છે તેને ઇન્કમટેક્ષ લાગુ પડશે નહિ. કારણો તેમાં ધંધાનું તત્વ નથી.

દાખલા તરીકે:—ઇસ્ટ ઇન્ડીઆ કોટન એસોસીએશનની આવક મેમ્બરોની ફી, રૂ લે વેચ થાય તેના ઉપર અમુક ટકા ફી વિગેરેની છે તે એકંદર ખર્ચ કાઢતાં જે રહે તેના ઉપર ટેક્ષ પડશે. આ ટેક્ષ નવોજ છે તે પ્રથમ :નહોતો.

# પ્રકરણ પાંચમું

## હિંદુ અવિભકત કુટુંબ, ભાગીદારી, એસોસીએશનો, મુસલમાન, પારસી વિગેરે કુટુંબો, કંપની, કલબો, ધર્માદુ ટ્રસ્ટો, ખાનગી ટ્રસ્ટો, રીસીવર, મેનેજર, ગાર્ડીઅન, કોર્ટ ઓફ વોર્ડઝ અને ઓફીસીઅલ એસાઈની વિગેરેને લગતું:—

### હીંદુ અવિભકત કુટુંબ

**હિંદુ કુટુંબની ટેક્ષ માટે જવાબદારી:**—હીંદુ અવિભક્ત કુટુંબને પણ ફોર્મ ભરવાનું છે. હિંદુ અવિભક્ત કુટુંબની બધી આવક મજીઆરી હોય તો જુદી જુદી વ્યક્તિને ફોર્મ ભરવાનું નથી. તેનો જે કર્તા હશે તે આખા કુટુંબની મજીઆરી જે આવક હશે તે ફોર્મમાં બતાવશે અને તે ઉપર ટેક્ષ લેવાશે. પરંતુ હિંદુ અવિભકત કુટુંબની કોઇ વ્યક્તિના કુટુંબથી સ્વતંત્રરીતે મેળવેલી બીજી કોઇ પણ આવક હોય તો તે વ્યક્તિને જુદું ફોર્મ ભરવાનું છે.

**"બ્રિટીશ હીંદના રહીશ," "સામાન્ય રીતે રહીશ" અને "બ્રિટીશ હિન્દ બહારના રહીશ" કયારે ગણાશે?** ઉપર આપણે પ્રકરણ ૨ માં જોયું તે મુજબ જે કુટુંબનો બધો વહીવટ અને કાબુ જે વર્ષમાં બ્રિટીશ હીંદમાં હશે તે બ્રિટીશ હીંદનું રહીશ ગણાશે અને તેની ટેક્ષ ભરવાની જવાબદારી પ્રકરણ ૨ માં જણાવ્યા પ્રમાણે બ્રિટીશ હીંદના રહીશની જે છે તે થશે. જે કુટુંબનો કર્તા બ્રિટીશ હીંદનો સામાન્ય રીતે રહીશ છે તે કુટુંબ બ્રિટીશ હીંદનું સામાન્ય રીતે રહીશ ગણાશે અને તેની જવાબદારી બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશની જે છે તે થશે.

**હિંદી કુટુંબની પેઢી હશે તો?:**— સાધારણ રીતે મજીઆરૂં કુટુંબ જે પેઢી ચલાવે તે ભાગીદારીની પેઢી કહેવાય નહિ. આમ

છતાં જો હિંદુ કુટુંબની વ્યક્તિઓ ભાગીદાર તરીકે પોતાના ભાગો નક્કી કરી ધંધો કરે તો તે તેટલા પુરતી ભાગીદારીની પેઢી થઇ શકે. આ તફાવત સમજવાનું કારણ એ છે તે હિંદુ કુટુંબની બધી મજીઆરી આવક ઉપર તે કુટુંબના કર્તાને ટેક્ષ ભરવાનો છે. જ્યારે પેઢી હોય અને તે પેઢી રજીસ્ટર્ડ હોય તો મજકુર પેઢીના જેટલા ભાગીદારો હોય તે ભાગીદારોમાં પેઢીના નફાનો ફાળો કરવામાં આવે છે. અને પછી દરેક ભાગીદારને ફૉર્મ ભરી આ ફાળા ઉપરાંત પોતાની બીજી જે આવક હોય તે તમામ ઉપર ટેક્ષ ભરવાનો રહેશે.

આવી રીતે હિંદુ કુટુંબની આવક ઉપર ટેક્ષ આકારાઇ ગયો હશે તે આવકમાંનો કંઇપણ ભાગ જો તે હિંદુ કુટુંબની કોઇપણ વ્યક્તિને આપવામાં આવશે તો તેટલી આવક તે વ્યક્તિની સ્વતંત્ર આવક છે તેમ ગણી તેના ઉપર ફરીથી ટેક્ષ લેવાશે નહિ. પરંતુ જો તે આવક ઉપર હિંદુ કુટુંબના કર્તાથી ટેક્ષ ભરાયો નહિ હોય તો તે આવક મજકુર વ્યક્તિની આવક ગણી ટેક્ષને પાત્ર થશે.

દૃષ્ટાંતઃ—શાન્તીલાલ હરીલાલ, તેમના બે દીકરા, અને તેમની પત્ની એ હિંદુ મજીઆરા કુટુંબની વ્યક્તિઓ છે. જેના શાન્તિલાલ કર્તા છે. હવે જો શાન્તીલાલ મજીઆરી આવકમાંથી કંઇપણ પોતાના દીકરાને બક્ષીસ તરીકે આપે તો તે બક્ષીસની રકમ ઉપર ટેક્ષ લેવાશે નહિ. કારણ કે શાન્તિલાલે કર્તા તરીકે તમામ મજીઆરી આવક ઉપર ટેક્ષ ભર્યો છે. પરંતુ જો શાન્તીલાલના દીકરાને તેમના મોસાળમાંથી રૂ. ૨૦૦૦) વારસાના મળે અને તે રકમ તેમના પિતા શાન્તીલાલને આપવામાં આવે તો તે ઉપર જુદો ટેક્ષ ભરવો પડશે. કારણ કે મજકુર રૂ. ૨૦૦૦ ઉપર હિંદુ કુટુંબના કર્તા તરીકે શાન્તીલાલે ટેક્ષ ભર્યો નથી.

### વીમાના પ્રીમીઅમની રકમ મજરે મળશે

હિંદુ કુટુંબની વ્યક્તિઓના તથા તેમની સ્ત્રીઓના વિમા માટે

પ્રીમીઅમ ભરવું પડે તે પ્રીમીઅમ આવકમાંથી મજરે આપવામાં આવશે. પરંતુ મજકુર પ્રીમીઅમની રકમ તે હિંદુ કુટુંબની કૂલ આવકના છઠ્ઠા ભાગથી અથવા બાર હજાર એ બેમાં જે નાની રકમ હશે તેથી વધારે મજરે આપવામાં આવશે નહિ.

## "સ્ટેપ" સીસ્ટમ લાગુ પડશે

હિંદુ અવિભકત કુટુંબની સીક્યુરીટીઝ, ડીવીડન્ડ કે પગારમાંથી જે આવક થઇ હશે તે આવક જો તે સિવાયના બીજાં સાધનોદ્વારા જે આવક થાય તેના કરતાં વધારે હશે તો આ વર્ષ માટે "સ્લેબ" [નવી] સીસ્ટમ ટેક્ષ માટે લાગુ પડશે નહિ. પરંતુ જુની "સ્ટેપ" સીસ્ટમ પ્રમાણે ટેક્ષ લેવાશે. (જુઓ પ્રકરણ ત્રીજું)

## મજીઆરૂં કુટુંબ જુદું થાય તો શું કરવું

હવે જો મજકુર મજીઆરૂં કુટુંબ જુદું થાય તો ટેક્ષ માટે શું કરવું તે જોવાનું રહે છે. કે ઇ વ્યકિત ઇન્કમટેક્ષ ઓફીસર આગળ એમ કહે કે અમારા કુટુંબની મજીઆરી મિલ્કતની વહેંચણી થઇ ગઇ છે તો તેની તપાસ ઇન્કમટેક્ષ ઓફીસર કરશે. પરંતુ તે પહેલાં બધા વ્યકિતઓ ઉપર નોટીસો જશે. પછી જો ઇન્કમટેક્ષ ઓફીસર એમ ઠરાવશે કે મજકુર કુટુંબની વહેંચણી થઇ ગઇ છે તો ત્યાર બાદ દરેક વ્યકિત પોતાના ભાગ પુરતા ટેક્ષ માટે જવાબદાર થશે. પરંતુ જ્યાં સુધી આવી રીતે ઇન્કમટેક્ષ ઓફીસરે એમ ઠરાવ્યું નહિ હોય કે મજકુર કુટુંબની મિલ્કતની વહેંચણી થઇ ગઇ છે. ત્યાં સુધી મજકુર કુટુંબની વહેંચણી થઇ ગઇ હશે તો પણ તેને મજીઆરૂં કુટુંબ ગણી તેની આવક ઉપર તે પ્રમાણે ટેક્ષ આકારવામાં આવશે.

હવે સવાલ એ રહે છે કે હિંદુ મજીઆરૂં કુટુંબ પેઢી ચલાવતું હોય અને પાછળથી તે પેઢીનો તમામ વહીવટ લહેણું દહેણું વિગેરે

બીજી કોઈ વ્યક્તિને સોંપી દેવામાં આવે, અને પછી આખા કુટું-બની મિલ્કતની વહેંચણી કરી દેવામાં આવે અથવા તેજ કુટુંબની વ્ય-ક્તિઓ મિલ્કતની વહેંચણી કરી ત્યાર પછી ભાગીદારીના દસ્તાવેજથી પોતાનાભાગો નક્કી કરી પેઢીમાં જોડાય તો તે કુટુંબની વ્યક્તિઓને કઈ રીતે ટેક્ષ ભરવો પડશે ? આવા કેસમાં ઇન્કમટેક્ષ ઓફીસર જાણે મજીઆરા કુટુંબની મિલ્કતની વહેંચણી થઈ જ નથી તેમ ગણી તમામ આવક ઉપર ટેક્ષ આકારશે અને દરેક વ્યક્તિને મિલ્કતમાં જે ભાગ મળ્યો છે તેટલા ભાગ પુરતો ટેક્ષ વ્યક્તિના ફાળે ભરવો પડશે. આ વ્યક્તિની આ સિવાયની બીજી કોઈ આવક હશે તો તે આવક ઉપર ભરવો પડતો ટેક્ષ આમાં ઉમેરવામાં આવશે.

**દૃષ્ટાંત**:—એક હીંદુ મજીઆરૂં કુટુંબ ચાર ભાઈઓનું બને લુછે તેઓ એક પેઢી ચલાવે છે. ચાલુ વરસમાં પાછળથી તેમને તકરાર થવાથી કુટુંબની તમામ મિલ્કતની વહેંચણી કરી દેવામાં આવે છે. વહેંચણી થઈ ત્યાં સુધીના કુટુંબની આવક રૂ. ૪૦૦૦ની છે. ત્યારબાદ ચારે ભાઈઓ સરખા ભાગ નક્કી કરી તેજ પેઢી રજીસ્ટર કરાવી ધંધો ચલાવે છે. તેની વહેંચણી થયા પછીની આવક રૂ. ૧૨૦૦૦ની છે. તો દરેક વ્યક્તિને કેટલો ટેક્ષ આપવો પડશે ?

અહીં પ્રથમ રૂ. ૪૦૦૦ ઉપર શું ટેક્ષ ભરવો પડશે તે કાઢો. પ્રકરણ ત્રણમાં બતાવેલ રીત પ્રમાણે $\frac{1}{16}$ × ૪૦૦૦−૧૧૨૫=૧૮૭૫=૧૧૭−૩ આ. તેના ચાર ભાઈઓના જો કુટુંબની મિલ્કતમાં સરખા ભાગ હોય તો ચાર સરખા ભાગ કરો. હવે પેઢીની રૂ. ૧૨૦૦૦ ની આવક છે. પેઢી રજીસ્ટર થએલી છે એટલે આપણે નીચે જોઈશું તે પ્રમાણે દરેક ભાઈની આવક રૂ. ૩૦૦૦ ની ગણાશે અને તે ઉપર $\frac{1}{16}$×૩૦૦૦−૧૧૨૫=૧૧૨૫=૭૦ રૂ. ૫ આ. એટલે કુલ દરેક વ્યક્તિને ૧૧૭ રૂ. ૩ આ ÷ ૪ + ૭૦ રૂ. ૫ આ.=૨૯ રૂ. ૫ આ. + ૭૦ રૂ. ૫ આ. =૯૯ રૂ. ૧૦ આ. ટેક્ષ ભરવો પડશે.

**ભાગીદારી:**—રજીસ્ટર્ડ પેઢીના કેસમાં અને રજીસ્ટર્ડ નહી કરાવેલી પેઢીના કેસમાં આવક ઉપર જુદી જુદી રીતે ટેક્ષ લેવાય છે. પ્રથમ આપણે જે પેઢી રજીસ્ટર્ડ કરાવવામાં નથી આવી તેની આવક ઉપર કઇ રીતે ટેક્ષ આકારવામાં આવશે તે જોઇએ.

**અન રજીસ્ટર્ડ પેઢીની આવક ઉપર કઇ રીતે ટેક્ષ આકારવામાં આવશે:**—અહીં પેઢીની કુલ આવક ઉપર ટેક્ષ આકારવામાં આવશે. કુલ આવક ગણતાં ભાગીદારોએ રોકેલ મૂડીનું વ્યાજ, ભાગીદારને અપાતો પગાર, કમીશન વિગેરે કંઇપણ કાપવાનું નથી. ટુંકમાં ભાગીદારને જે કંઇ રકમ અપાશે તે રકમ આવકમાંથી મજરે મળશે નહિ. આવી રીતે ચોથા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ખર્ચ વિગેરે કાઢતાં જે ચોકખી આવક રહેશે તે કુલ આવક ઉપર ટેક્ષ આકારી પેઢીમાંથી તે ટેક્ષ વસુલ કરવામાં આવશે. તે આવકનો ભાગીદારોના ભાગ પુરતો હીસ્સો કરી દરેક ભાગીદાર પાસેથી જુદો જુદો ટેક્ષ આકારવામાં આવશે નહિ.

દૃષ્ટાંત:—અમૃતલાલ અને મણીલાલ ભાગીદારો છે. અમૃતલાલને રોકેલ મૂડીના હિસાબે પેઢીમાંથી રૂ. ૫૦૦ વ્યાજના મળે છે. પેઢીની આ વ્યાજ, ખરચ વિગેરે કાપતાં ચોકખી આવક દશ હજારની છે. અમૃતલાલ તથા મણીલાલની આ પેઢી સીવાયની આવક દરેકને બે હજારની છે. બન્નેના પેઢીમાં સરખા ભાગ છે. તો પેઢીને અને દરેક વ્યક્તિને કઇ રકમ ઉપર ટેક્ષ ભરવો પડશે?

પેઢીને રૂ. ૫૦૦] અમૃતલાલને અપાતા વ્યાજની રકમ મજરે મળશે નહિ. કારણ કે અમૃતલાલ ભાગીદાર છે. એટલે પેઢીને રૂ. ૧૦૫૦૦ ઉપર ટેક્ષ ભરવો પડશે. દરેક વ્યક્તિને બબ્બે હજાર ઉપર ટેક્ષ ભરવો પડશે. અમૃતલાલને પેઢીમાંથી જે વ્યાજ મળે છે, તે પોતાની બીજી આવકમાં ઉમેરવાનું રહેશે નહિ. કારણ કે જો આમ થાય તો એક જ રકમ ઉપર બમણો ટેક્ષ આપવો પડે. કારણ કે પેઢીને આ

પાંચસો રૂપીઆ મજરે મળે નહિ એટલે તેના ઉપર પેઢી ટેક્ષ ભરે અને વળી અમૃતલાલ પણ તેજ રકમ ઉપર પોતાની આવકના હિસાબે ટેક્ષ ભરે. આ અન્યાય દૂર કરવા એવું ઠરાવવામાં આવ્યું છે કે પેઢીની જે આવક ઉપર ટેક્ષ આકારાઈ ચૂક્યો છે, તે આવકમાંનો કંઈ પણ ભાગ વ્યાજ, પગાર અથવા કમીશનની રીતે ભાગીદારને આપવામાં આવે તો મજકુર ભાગીદારને તેના ઉપર ટેક્ષ ભરવાનો રહેશે નહિ.

દૃષ્ટાંતઃ—અમૃતલાલની પેઢી સિવાયની બીજી જે બે હજારની આવક છે. તેમાં પેઢીમાંથી જે વ્યાજના પાંચસો રૂપીઆ મળે છે. તે ઉમેરવાના નથી. આવી રીતે ડબલ ટેક્ષ ભરવો પડશે નહિ.

**રજીષ્ટર્ડ પેઢીનો ટેક્ષ કઈ રીતે લેવાશેઃ**—જો ભાગીદારોએ દસ્તાવેજથી પોતાનો ભાગ નક્કી કરી પેઢીને રજીષ્ટર્ડ કરાવી હશે તો તે પેઢીની આવક દરેક ભાગીદારને ભાગે વહેંચી દેવામાં આવશે, અને દરેક ભાગીદારની આ પેઢી સિવાયની બીજી સ્વતંત્ર જે આવક હશે તેમાં પેઢીમાંથી તેના ભાગે આવતી આવકનો ઉમેરો કરવામાં આવશે. પછી જે કુલ રકમ થશે તેના ઉપર ટેક્ષ આકારવામાં આવશે. અહીં પેઢીની આવક ગણતાં ભાગીદારને પગાર, કમીશન અથવા વ્યાજદ્વારા જે રકમ મળતી હશે તે મજરે **આપવામાં આવશે.** અને તે મજરે અપાએલી રકમ મજકુર ભાગીદારની સ્વતંત્ર આવક ગણી તેનો ટેક્ષ લેવામાં આવશે.

દૃષ્ટાંતઃ—અ, બ, અને ક નામના એક રજીષ્ટર્ડ પેઢીના ત્રણ ભાગીદારો છે. (અ) નો તેમાં આઠ આની ભાગ છે અને પેઢીમાંથી દશ હજાર રૂપીઆ વ્યાજના લેવાના છે. (બ) નો તેમાં ચાર આની ભાગ છે અને પાંચ હજાર રૂપીઆ વ્યાજના લેવાના છે. (ક) નો તેમાં ચાર આની ભાગ છે અને એક હજાર રૂપીઆ પગારના લેવાના છે. પેઢીની ભાગીદારોને અપાતું વ્યાજ અને પગાર ન બાદ કરીએ તો બાર હજારની આવક છે. (અ) ની પેઢી સિવાયની સ્વતંત્ર

ચાર હજારની, (બ) ની ત્રણ હજારની અને (ક) ની બે હજારની આવક છે તો ટેક્ષ કઇ રીતે લેવાશે ?

પેઢી રજીષ્ટર્ડ છે એટલે ભાગીદારોને અપાતું વ્યાજ વિગેરે મજરે અપાશે આ પ્રમાણે મજરે આપતાં પેઢીને ચાર હજારનું નુકશાન થયું ગણાય તે ભાગીદારો વચ્ચે વહેંચી નાખતાં (અ) ને બે હજાર અને (બ) અને (ક) ને એક એક હજાર રૂપીઆ નુકશાનીના ભાગ આવે છે. **રજીષ્ટર પેઢીમાં પેઢીને ટેક્ષ ભરવાનો હોતો નથી પરંતુ નફો અથવા નુકશાન ભાગીદારોમાં વહેંચી તેમની સ્વતંત્ર બીજી જે આવક હોય તેમાં તે નફો અથવા નુકશાન મજરે ગણી જે કૂલ આવક આવે તેના ઉપર ટેક્ષ ભરવાનો છે.** એટલે આ કેસમાં.

(અ) ને ચાર હજારની સ્વતંત્ર આવક છે, દસ હજાર પેઢીમાંથી વ્યાજના આવે છે પરંતુ પેઢીમાંથી તેના ભાગે બે હજાર નુકશાનના આવે છે એટલે તેની કુલ આવક ૪૦૦૦+૧૦૦૦૦–૨૦૦૦=રૂ. ૧૨૦૦૦ થઇ. અને તે રકમ ઉપર ટેક્ષ ભરવો પડશે.

(બ) ને તેજ પ્રમાણે ગણતાં ૩૦૦૦ + ૫૦૦૦ – ૧૦૦૦= રૂા. ૭૦૦૦ ટેક્ષ ભરવો પડશે.

(ક) ને તેજ પ્રમાણે ગણતાં ૨૦૦૦ + ૧૦૦૦ – ૧૦૦૦= રૂા. ૨૦૦૦ કુલ આવક થાય એટલે ટેક્ષ આપવો પડશે નહિ જો પેઢી રજીષ્ટર્ડ નહોત તો પેઢીને રૂા. ૧૨૦૦૦ નો અને (અ) (બ) અને (ક) ને પોતાની સ્વતંત્ર જે આવક છે તેનો એટલે અનુક્રમે ચાર, ત્રણ અને બે હજાર ઉપર ટેક્ષ ભરવો પડત. ઉપર પ્રમાણે પેઢી રજીષ્ટર્ડ હોય અને રજીષ્ટર્ડ ન હોય તો ટેક્ષ ગણવામાં તફાવત પડે છે.

મોટે ભાગે પેઢી રજીષ્ટર્ડ કરાવવામાંજ ફાયદો થાય છે. પરંતુ કોઇ કેસમાં રજીષ્ટર ન કરાવવામાં ફાયદો છે દાખલા

તરીકે એક રજીષ્ટર્ડ પેઢીના ચાર ભાગીદારો છે તેમના સરખા ભાગ છે. તે પેઢીની કુલ આવક રૂા. ૨૦૦૦ ની છે. દરેક ભાગીદારની પેઢી સિવાયની બાજી આ ક રૂા. ૨૦૦૦ ની છે. હવે અહીં પેઢી રજીષ્ટર્ડ હોવાથી પેઢીની આવક ચાર ભાગે વહેંચી નાખવામાં આવશે એટલે દરેકને રૂા. ૨૦૦૦+૫૦૦=રૂા. ૨૫૦૦ ઉપર ટેક્ષ ભરવો પડશે એટલે દરેકને [illegible]×૨૫૦૦–૧૧૪૫=૭૫૦ આન=૪૬–૧૪ આના ટેક્ષ ભરવો પડશે. પરંતુ જો પેઢી રજીષ્ટર્ડ નહોત તો પેઢીને રૂા. ૨૦૦૦ ઉપર અને દરેક ભાગીદારને પોતાની સ્વતંત્ર આવક એટલે અહીં રૂા. ૨૦૦૦ ઉપર ટેક્ષ ભરવો પડે. પરંતુ રૂા. ૨૦૦૦ સુધી ટેક્ષ માફ છે એટલે પેઢીને કે ભાગીદારોને કંઈ પણ ટેક્ષ આપવો પડશે નહિ.

આવી રીતે જે ભાગીદારીની આવક બે હજાર કે તેથી થોડીકજ વધારે છે તેમને તો રજીષ્ટર્ડ ન કરાવવામાંજ લાભ છે. પરંતુ આવી રીતે લોકો કાયદાનો લાભ લઈ ટેક્ષમાંથી છટકી જાય તે માટે નવા કાયદામાં એક નવું પ્રોવીઝન ઉમેરવામાં આવ્યું છે તે એ છે કે જ્યારે ઈન્કમટેક્ષ ઓફીસરને એમ લાગશે કે કોઈ પણ રજીષ્ટર્ડ નહી કરાવેલી પેઢીની આવકના ટેક્ષને તે પેઢીના ભાગીદારોને બીજો ભરવા પડતા ટેક્ષમાં ઉમેરતાં જે સરવાળો થાય તે સરવાળો જો તે પેઢી રજીષ્ટર્ડ કરાવેલી હોત તો ભાગીદારોને જે ટેક્ષ ભરવો પડત તેના કરતાં ઓછો હશે તો ઈન્કમટેક્ષ ઓફીસર જાણું કે તે પેઢી રજીષ્ટર્ડ થએલી છે તેમ ગણી ટેક્ષ આકારશે. આવી રીતે ટેક્ષમાંથી હવે કાયદાનો લાભ લઈ કોઈ અનરજીષ્ટર્ડ પેઢી છટકી શકશે નહિ. માટે દરેક પેઢીને રજીષ્ટર્ડ કરાવી લેવાની સલાહ આપવામાં આવે છે.

**પેઢી રજીષ્ટર્ડ કઇ રીતે કરાવવી ?**:—પેઢી રજીષ્ટર્ડ કરાવવાની અરજી બધા ભાગીદારો અથવા બધા ભાગીદારો પૈકી કોઇ પણ એક ભાગીદાર કરી શકશે. આ અરજી કોઇ પણ વર્ષની આવક ઉપર

ટેક્ષની આંકણી થાય તે પહેલાં અથવા આંકણી થઇ ગઇ હોય તો અપીલ સાંભળી શકે તેવા એસીસ્ટન્ટ કમીશ્નરની પરવાનગીથી તે આંકણી મંજુર થાય અથવા જો રદ થઇ હોય તો ફરી નવી આંકણી થાય તે પહેલાં કરવી જોઇએ. ઇન્કમટેક્ષ ઓફીસરને અરજી નીચે બતાવેલ ફોર્મમાં કરવી. અરજી સાથે ભાગીદારીનો દસ્તાવેજ અસલ અથવા કોઇ પણ ભાગીદારે મુકાબલ કરેલ હોય તેવી તેની કોપી તથા દસ્તાવેજની એક બીજી ડુપલીકેટ કોપી એમ બે દસ્તાવેજો (Documents) બીડવા.

ઇન્કમટેક્ષ ઓફીસર સાહેબ

તા. – –૧૯

૧ અમો ભાગીદારો અહીં નામ લખો(...............)૧૯૨૨ ના ઇન્કમટેક્ષ એકટની કલમ ૨ (૧૪) અનુસાર અમારી પેઢી રજીસ્ટર્ડ કરવા અરજ કરીએ છીએ.

૨ આ સાથે ભાગીદારીનો અસલ દસ્તાવેજ કે જેની અંદર દરેક ભાગીદારોના ભાગ બતાવ્યા છે તે (અથવા તેની સર્ટીફાઇડ કોપી) અને બીજી એક ડુપલીકેટ કોપી બીડવામાં આવી છે. બીજી હકીકત નીચે આપીએ છીએ.

૩ અમો આથી સર્ટીફાઇ કરીએ છીએ કે ચાલુ વર્ષનો નફો દરેક ભાગીદારને ભાગીદારીના દસ્તાવેજમાં વર્ણવેલ ભાગ પ્રમાણે વહેંચવામાં આવ્યો છે. અને તે પ્રમાણે દરેકના ખાતે જમે કરવામાં આવ્યો છે.

(સહી)________________

(શરનામું)________________

| પેઢીનું નામ અનેશરનામું | ભાગીદારોના નામ અને તેમનો પેઢીમાં હિસ્સો | ભાગીદારીનો દસ્તાવેજ કયારે થયો ? | જો પહેલાં ભાગીદારી પેઢી રજીસ્ટર્ડ કરાવી હોય તો કયારે કરાવી ? | શેરો |
|---|---|---|---|---|
| | | | | |

આવી રીતે જ્યારે ઇન્કમટેક્ષ ઓફીસરને અરજી કરવામાં આવશે ત્યારે ઇન્કમટેક્ષ ઓફીસર ભાગીદારીના અસલ દસ્તાવેજ ઉપર અથવા તો તેની જે સર્ટીફાઇડ કોપી રજુ કરવામાં આવી છે તેના ઉપર છેડે નીચે પ્રમાણેના શેરાવાળું સર્ટીફીકેટ આપશે.

" આ ભાગીદારીનો દસ્તાવેજ..................અમદાવાદના ....................ઇન્કમટેક્ષ ઓફીસર......................... ની આગળ ઇન્કમટેક્ષ એકટની કલમ ૨ (૧૪) અનુસાર રજીસ્ટર કરાવવામાં આવ્યો છે. આ રજીસ્ટ્રેશનનું પ્રમાણ પત્ર.............. ૧૯.........થી ૩૧મી માર્ચ ૧૯.........સુધી કાયમ રહેશે.

આ પ્રમાણે સર્ટીફાઇડ થએલો ભાગીદારીનો અસલ દસ્તાવેજ અથવા તેની સર્ટીફાઇડ કોપી ઇન્કમટેક્ષ ઓફીસરની સહી સાથે અરજદારને પાછી આપવામાં આવશે. અને ઇન્કમટેક્ષ ઓફીસર બીડેલ બીજી એક કોપી તેની પાસે રાખશે.

જ્યારથી પેઢી રજીસ્ટર કરવવામાં આવી છે ત્યારથી બીજા વરસની માર્ચની ૩૧મી સુધી તેનો અમલ રહેશે. ત્યાર પછી ફરીથી ઇન્કમટેક્ષ ઓફીસરને નવા વરસમાં રજીસ્ટ્રેશન માટે ઉપર પ્રમાણે અરજી કરવી પડશે બીજી વખત અરજી કરતી વખતે જો ભાગીદારીમાં કંઇ તફાવત ન હોય તો અસલ દસ્તાવેજ બીડવાની જરૂર

નથી. પરંતુ એક ભાગીદાર એવું લખાણ કરી મોકલશે કે "મજકુર ભાગીદારી આ વરસે ફેરફાર થયા વગરની છે." તો તે લખાણ ચાલશે.

આ પ્રમાણે ભાગીદારી રજીષ્ટર કરાવવાની રીત છે. જે ભાગીદારી પેઢીનો તમામ વહીવટ અને કારભાર બ્રિટીશ હીંદમાં હશે તે ભાગીદારી પેઢી બ્રિટીશ હીંદની રહીશ અને સામાન્ય રીતે રહીશ ગણાશે. પ્રકરણ ૨ માં જણાવ્યા મુજબ સામાન્ય રીતે રહીશને જે જવાબદારીઓ છે તેજ જવાબદારીઓ તે પેઢીની પણ થશે. બ્રિટીશ હીંદ બહારની પેઢીની જવાબદારી બ્રિટીશ હીંદ બહારના રહીશના જેવી છે.

ભાગીદારી પેઢીની આવકની આંકણી પહેલાં ભાગીદારીના બંધારણમાં ફેરફાર થયેલો માલુમ પડશે તો આંકણી વખતે જે ભાગીદારી પેઢીનું બંધારણ હશે તે મુજબજ ટેક્ષ આકારવામાં આવશે.

જો વરસની આખર પહેલાં ભાગીદારો છુટા થઈ જશે. [Dissolve] તો પેઢીની આવક ઉપર આકારાએલા ટેક્ષ માટે તેઓની જુદી જુદી અને સંયુક્ત જવાબદારી છે.

જો પેઢી રજીષ્ટર્ડ કરાવવામાં આવી હોય પરંતુ તે પેઢીની આવકની વહેંચણી ભાગીદારીના દસ્તાવેજ પ્રમાણે ન કરતાં ઇન્કમ ટેક્ષમાંથી છટકી જવા માટે બીજી કોઈરીતે કરેલ હશે તો ઇન્કમટેક્ષ ઓફીસર તેટલી રકમનો ઇન્કમટેક્ષ વસુલ કરી શકશે તેટલુંજ નહિ પણ મજકુર ભાગીદાર પાસેથી જેટલો ટેક્ષ ઓછો ભરાણો છે તેથી દોઢો ટેક્ષ દંડ તરીકે વસુલ કરી શકશે.

**કંપનીની વ્યાખ્યા:**—કંપની એટલે ઇન્ડીઅન કંપનીઝ એક્ટમાં કંપનીની જે વ્યાખ્યા આપી છે તે વ્યાખ્યા જેને લાગુ પડે તે. અથવા પાર્લામેન્ટના એકટથી કે લેટર્સ પેટન્ટથી જે કંપની ઉભી થઇ છે તે. આની અંદર કોઇપણ પરદેશી એસોસીએશનો કે જેને

બોર્ડ ઓફ રેવન્યુએ કંપની તરીકે ગણવાં તેવું ઠરાવ્યું છે તેવાં એસોસીએશનોનો પણ સમાવેશ થઇ જાય છે.

જે કંપનીનો બધો કાબુ અને વ્યવસ્થા બ્રિટીશ હીંદમાં જ રાખવામાં આવી છે અથવા જે કંપનીની બ્રિટીશ હિંદમાંની આવક બ્રિટીશ હીંદ બહારની આવક કરતાં વધારે હોય તે કંપની બ્રિટીશ હીંદની રહીશ અને સામાન્ય રીતે રહીશ ગણાશે. ઉપલી બે શરતો પૈકી એક પણ શરતનું પાલન થતું ન હોય તો તે કંપની બ્રિટીશ હીંદ બહારની રહીશ ગણાશે (જુઓ પ્રકરણ ૨ જું) બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહીશ કંપનીની બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશની પ્રકરણ ૧ માં તથા ૨ માં જે જવાબદારી બતાવી છે તે જ જવાબદારી થશે. જ્યારે બ્રિટીશ હીંદ બહારની કંપનીની પ્રકરણ ૧ માં જણાવ્યા પ્રમાણે બ્રિટીશ હીંદ બહારના રહીશની જે જવાબદારી છે તે જવાબદારી તેની ગણાશે.

**કંપનીએ ડીવીડન્ડ ઉપર ટેક્ષ આપેલ હશે તો?** કંપની પોતાની આવક ડીવીડન્ડના રૂપે શેર હોલ્ડરમા વહેંચી નાખે છે પરન્તુ કંપનીને ઇન્કમટેક્ષ ૦-૨-૬ પ્રમાણે અને સુપરટેક્ષ ૦-૧-૦ પ્રમાણે ભરવો પડે છે. વળી શેરહોલ્ડરોને જે ઇન્કમટેક્ષ માટે પંદરસો રૂપીઆની અને સુપરટેક્ષ માટે પચીસ હજાર રૂપીઆની માફી મળે છે તે માફી કંપનીને મળતી નથી. આથી શેરહોલ્ડરોને અન્યાય થાય એટલે એવું ઠરાવવામાં આવ્યું છે કે કંપનીએ પોતાની આવક ઉપર જે ટેક્ષ ભર્યો છે તે ટેક્ષ જાણે શેરહોલ્ડરો એ પોતાના શેરો પુરતો ભર્યો છે તેવું ગણાશે આમ કરવાનું કારણ એટલું જ કે શેરહોલ્ડર કે જેની આવક બે હજારથી ઓછી છે એટલે ઇન્કમટેક્ષ કે સુપરટેક્ષને પાત્ર નથી તે પોતાને મળેલ ડીવીડન્ડ ઉપર ઇન્કમટેક્ષના દર રૂપીએ ૦-૨-૬ અને સુપરટેક્ષના ૦-૧-૦ મળી ૦-૩-૬ પ્રમાણે રીફન્ડ માગી શકશે જેની આવક ૦-૨-૬ થી ઓછા દરને પાત્ર હોય તે તેટલા પ્રમાણમાં રીફન્ડ માગી શકશે.

**કેટલીક કંપનીઓમાં જુદા જુદા શેરહોલ્ડરો પાસેથી ટેક્ષ લેવાની સત્તા :-** આ ઇન્કમટેક્ષ એકટ કલમ ૨૩ **અ** માં વર્ણવેલું છે. પાછલા વર્ષનો કંપનીની જનરલ મીટીંગમાં જે હિસાબ રજુ કરવામાં આવે છે ત્યાર પછી જે છમાસિક ડીવીડન્ડ આપવામાં આવે છે તે ડીવીડન્ડ સાધારણ સંજોગોમાં કંપનીની પાછલા વર્ષની ટેક્ષ આકારાઇ શકાય તેવી આવકના પ્રમાણમાં સાઠ ટકાથી ઓછું હોય, અથવા કંપનીનું રીઝર્વ ફંડ ભરપાઇ થએલી કંપનીની કેપીટલ કરતાં અથવા કંપનીની સ્થાયી મિલ્કત ( fixed assets ) કરતાં વધારે હોય તો તે સંજોગોમાં ડીવીડન્ડ પાછલા વર્ષની આવક કરતાં જરાપણ ઓછું અપાયું હોય તો ઇન્કમટેક્ષ ઓફીસર ઇન્સ્પેકટીંગ એસીસ્ટન્ટ કમીસ્નરની મંજુરીથી એવો લેખીત હુકમ કરી શકશે કે જે ડીવીડન્ડ વહેંચવામાં આવ્યું નથી તે જાણે વહેંચાઇ ગયું છે તેમ ગણશે અને દરેક શેરહોલ્ડરને નહિ વહેંચાએલ ડીવીડન્ડનો પોતાના શેરોના પ્રમાણમાં પોતાની કુલ આવકમાં ટેક્ષ માટે ઉમેરો કરવો પડશે.

જો ઇન્કમટેક્ષ ઓફીસરને એમ માલમ પડશે કે પાછલા વર્ષોના નુકશાનથી અથવા બહુ જ થોડો નફો થવાથી વધારે પ્રમાણમાં ડીવીડન્ડની વહેંચણી વ્યાજબી નથી તો આવી જાતનો હુકમ કરશે નહિ. વળી જ્યારે કંપનીએ ઓછામાં ઓછા પંચાવન ટકાના પ્રમાણમાં ડીવીડન્ડ વહેંચેલ હશે તો તે કંપનીને આ કાયદો લાગુ પાડતાં પહેલાં સાઠ ટકા પ્રમાણે ડીવીડન્ડ વહેંચવાની ત્રણ માસની મુદત આપવી જોઇશે.

**આ કલમ પબ્લીક કંપનીને લાગુ પડશે નહિ.** પબ્લીક કંપની એટલે જે કંપનીના શેરો એવી રીતે વહેંચવામાં આવ્યા હોય કે જેથી જનરલ મીટીંગમાં મત આપવાનો હક એકંદર મતોનો ઓછામાં ઓછો ચોથો ભાગ પબલીકને આપવામાં

આવ્યો હોય અને તેવા શેરોની લેવડદેવડ બ્રિટીશ હીંદમાં શેર બજારમાં થતી હોય તો તે કંપની પબ્લીક કંપની કહેવાશે.

જો આવી રીતે નહીં વહેંચાએલ ડીવીડન્ડ ઉપર શેરહોલ્ડર પાસેથી ઉપર જણાવેલ કલમ અનુસાર ટેક્ષ લેવાયો હશે તો જ્યારે પાછળથી આ નહીં વહેંચાયેલ ડીવીડન્ડ શેરહોલ્ડરોને આપવામાં આવશે ત્યારે ફરીથી તેના ઉપર ટેક્ષ લેવાશે નહિ.

**એસોસીએશનઃ**—ભાગીદારી, કંપની, હીંદુ અવિભકત કુટુંબ સિવાયનો બાકીના સભ્યોના સમુહને એસોસીએશન કહેવાય. મુસલમાની મજીઆરૂ કુટુંબ, પારસી કુટુંબ, ખ્રીસ્તી કુટુંબ, ટ્રેડ યુનીઅન, કાપડ બજાર મહાજન, કોટન મહાજન વિગેરેનો સમાવેશ આમાં થાય છે. આવાં એસોસીએશનોને તેઓની કુલ આવક ઉપર ટેક્ષ ભરવો પડશે. તે આવકની તેમના દરેક સભ્યોમાં વહેંચણી કરી ટેક્ષ લેવાશે નહિ. પરંતુ રજીસ્ટર્ડ ન કરાવેલી ભાગીદારીની માફક કુલ આવક ઉપર એસોસીએશનને ટેક્ષ આપવો પડશે. જો આવી રીતે એસોસીએશને ટેક્ષ આપેલ હશે અને ત્યારબાદ તે એસોસીએશનની કંઇપણ રકમ તેના સભ્યને આપવામાં આવશે તો તે આવક તે સભ્યની સ્વતંત્ર આવક ગણાશે નહિ અને તે ઉપર ટેક્ષ લેવાશે નહિ.

નોટઃ—કંપનીઓનો સમુહ એસોસીએશન તરીકે ગણાશે નહિ. એટલે કે જો એક એસોસીએશનના બધા સભ્યો તરીકે કંપનીઓ જ હશે તો તે એસોસીએશન તરીકે ગણાશે નહિ. આવું મુંબઇ હાઇ-કોર્ટનું રૂલીંગ છે એટલે તેવી એસોસીએશનની આવક તેમના સભ્યોમાં વહેંચી નાખી દરેક કંપનીની જુદી આવકમાં તે ઉમેરી તેના ઉપર ટેક્ષ લેવાશે.

**રીસીવરો, કોર્ટથી નીમાએલ મેનેજરો, ટ્રસ્ટીઓ, કોર્ટ ઓફ વૉર્ડઝ, વાલી વિગેરેઃ**—જે મિલકતના ઉપર પ્રમાણે રીસીવરો

વિગેરે હોય તે મિલ્કતનો ઇન્કમટેક્ષ તેમની પાસેથી લેવાશે. વાલી (guardian) સિવાય બીજા માટે રૂપીઆ પંદસોની માફી મળશે નહિ. પરંતુ જે ટ્રસ્ટ ટ્રસ્ટડીડ અથવા વીલને અંગે હોય અને તે મિલ્કતની આવક અમુક બેનીફીસીઅરી ને કે એક કરતા વધારે બેનીફીસીઅરી હોય તો વધારે બેનીફીસીઅરીને આપવાની હોય તો તે આવક દરેક બેનીફીસીઅરીના હિસાબમાં જશે. ટ્રસ્ટી પાસેથી તેની આવકનો ઇન્કમટેક્ષ લેવાશે નહિ.

**ધર્માદુ સંસ્થાઓ**:— ધર્માદુ સંસ્થાઓમાં જે જાહેર ધર્માદુ સંસ્થાઓ છે તે જ કરથી મુકત છે. ખાનગી ધર્માદુ સંસ્થાઓની આવક કરથી મુકત નથી.

જ્યારે ધર્માદુ સંસ્થાઓ તરફથી વેપાર ચલાવવામાં આવતો હશે ત્યારે તે વેપારની આવક નીચેના સંજોગોમાં ટેક્ષને પાત્ર થશે નહિ.

(૧) જ્યારે બધી આવક ધર્માદુ સંસ્થાના ધ્યેયને પહોંચી વળવા માટે વપરાતી હશે. તથા

(૨) વહેપાર ધાર્મિક સંસ્થાના મુખ્ય હેતુને પાર પાડવાના હેતુસર ચાલતો હાવો જોઇએ.

અથવા

(૨) તે વેપારને લગતું તમામ કામકાજ મુખ્યત્વે તે સંસ્થાના બેનીફીસીઅરી જ કરતા હોવા જોઇએ.

આવી રીતે વેપાર ચાલતો નહી હોય તો તે વેપારની આવક ટેક્ષને પાત્ર છે. દા. ત. આણંદજી કલ્યાણજીની પેઢીને મકાનો છે. તેમજ ડીપોઝીટોમાં રકમ રોકેલી છે. વળી લોકોનો ફાળો પણ આવે છે. આ તમામ આવક કરને પાત્ર થશે નહિ. પરંતુ

જો કાલે આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી કાપડની દુકાનો ખોલવામાં આવે તો તે વેપારમાંથી થતી આવક ટેક્ષથી મુક્ત થશે નહિ. તે ઉપરતો ટેક્ષ ભરવો પડશે.

ઉપર ધર્માદુ સંસ્થાઓમાં ગરીબોના ઉદ્ધાર માટે, કેળવણીના ઉત્તેજન માટે, પબ્લીકને લાભ થાય તેવા હેતુસર, તથા દવાદારૂ પુરાં પાડવા માટે જે સંસ્થાઓ છે તેનો સમાવેશ થાય છે.

# પ્રકરણ છઠ્ઠું.

## સખસ, કંપની, એસોસીએશન વિગેરેની કૂલ આવક અથવા દુનિઆની કૂલ આવક કઈ રીતે કાઢવી તે વિષે.

આપણે ઉપર જોયું કે કંપની, એસોસીએશન તથા દરેક શખ્સને પોતાની કૂલ આવક ઉપર ટેક્ષ ભરવો પડશે. હવે તે કૂલ આવક શોધવી હોય તો તે શખ્સની નીચેનાં સાધનો પૈકી કોઇપણ એક કરતાં વધુ સાધનો દ્વારા જે આવક થાય તે તેની કૂલ આવક ગણાશે...........

૧ પગારની આવક.

૨ સીકયુરીટીઝના વ્યાજની આવક

૩ સ્થાવર મિલ્કતોની આવક.

૪ વેપાર, ધંધો, રોજગાર અથવા હુન્નર કામની આવક.

૫ ઉપર જણાવેલ ચાર સાધનો સિવાય બીજા કોઇ પણ સાધનથી થએલી આવક. દાખલા તરીકે:—

૧ કંપનીઓમાંથી મળેલું ડીવીડન્ટ.

૨ ગીરો, કરજના નાણા, ફીકસ્ડ ડીપોઝીટ, કરંટ એકાઉન્ટ વિગેરેનું વ્યાજ.

૩ જમીનનું ભાડું.

૪ તથા તે સિવાયના બીજા કોઇ સાધન હોય તે.

આ પ્રમાણે પાંચે સાધનો દ્વારા મેળવેલી આવકનો સરવાળો તે કૂલ આવક ગણાય. વેપારની આવક વિષે પ્રકરણ ૪ માં વિવેચન

કર્યું છે. બાકીના સાધનોમાંથી મળતી આવકનો વિચાર વિસ્તાર પૂર્વક હવે પછી કરીશું.

અહીં તો કઇ આવક ટેક્ષને પાત્ર નથી. અને તેથી "કુલ આવક" ગણવામાં ઉમેરવાની નથી તે જોઇએ.

**કઇ આવક ટેક્ષને પાત્ર નથી ?**:—નીચેનાં સાધનો દ્વારા મેળવાએલ આવક ટેક્ષને પાત્ર નથી.

૧. ચેરીટી અથવા ધરમાદુ ટ્રસ્ટોની મિલ્કતમાંથી ઉપજેલી આવક અથવા ચેરીટેબલ અને ધરમાદુ કારણો માટે જો તે ટ્રસ્ટની થોડી ઘણી મિલ્કત વપરાતી હોય તો તે કારણો માટે જુદી કાઢેલી આવક.

૨. ચેરીટેબલ અથવા ધાર્મિક સંસ્થાઓના લાભને અર્થે કરવામાં આવતા વેપારની આવક, પરંતુ આ આવક નીચેની પ્રથમ તથા તે પછીની બે પૈકી ગમે તે એક એમ મળી બે શરતો પળાશે તોજ ઇન્કમટેક્ષથી મુક્ત ગણાશે.

(अ) મુખ્યત્વે કરીને તેમાંથી ઉત્પન્ન થતી આવક સંસ્થાના ધ્યેયને અર્થે વપરાતી હોવી જોઇએ, અને.

(ब) સંસ્થાના મુખ્ય ધ્યેયને બર લાવવામાં તે વેપાર થએલ હોવો જોઇએ, અથવા.

(क) ધંધાને લગતું કામકાજ મુખ્યત્વે કરીને સંસ્થાના લાભ લેનારાઓ મારફત જ ચાલવો જોઇએ.

ઉપર પ્રમાણે હશે તોજ ધાર્મિક સંસ્થાઓ દ્વારા ચાલતા વેપારની થતી આવક ઇન્કમટેક્ષ મુક્ત ગણાશે.

[૩] ચેરીટેબલ તથા ધાર્મિક સંસ્થાઓ માટે ફાળો કરીને

થએલાં ફંડોની આવક કે જે આવક ચેરીટેબલ અને ધાર્મિક કામો માટેજ વપરાતી હોય.

[૪] સ્થાનીક સત્તાવાળાઓની આવક [દા. ત. મ્યુનીપાલીટીઓની આવક] પરંતુ આમાં એક અપવાદ છે તે એ કે જો સ્થાનીક સત્તાવાળાઓની આવક કોઇ ધંધા અથવા વેપારથી થઇ હશે તો તેના ઉપર ટેક્ષ લેવાશે.

[૫] જેને ૧૯૨૫નો પ્રોવીડન્ટ ફંડ એકટ લાગુ પડે છે તેવાં પ્રોવીડન્ટ ફંડોની સીકયુરીટીઝનાં વ્યાજ.

[૬] ઓફીસ અથવા ધંધાને લગતી ફરજો બજાવવા માટે જ જે જે ખર્ચ થાય તેને પહોંચી વળવા માટે કોઇપણ સ્પેશીઅલ ભત્તં ઇનામ કે તે સિવાયની રકમો આપવામાં આવે તે રકમ.

[૭] ધંધો, વેપાર, રોજગાર અથવા હુન્નર ઉદ્યોગ સિવાય બીજી હરકોઇ રીતે અચાનક લાભ મળી જાય. અને જે રકમ, લાભ વારંવાર મળતો ન હોય અથવા ઇન્કમટેક્ષ ભરનાર જો નોકર હોય તો તે નોકરના પગારમાં વધારા તરીકે રકમ મળેલી ન હોય તો તે રકમ અથવા લાભ ઇન્કમટેક્ષને પાત્ર નથી.

દાખલો.—મગનલાલ નામનો માણસ સ્કુલમાં માસ્તર છે. પરંતુ તેને ગોવા લોટરીમાં રૂ ૧૦૦૦૦ મળી જાય છે તો તે રકમ ટેક્ષને પાત્ર થશે નહિ.

૨:—ચાંદી, સોનું અને શેરોના સટાનો જેને વેપાર, ધંધો ન હોય પરંતુ એકાદ વખત સટો કરેલ હોય અને તેમાં કંઇ નફો થયો હોય તો તે રકમ ટેક્ષને પાત્ર નથી.

[૮] બ્રિટીશ હીંદમાંની જમીનની ખેતીમાંથી થતી આવક.
આપણે તે આવક કઇ તે જોઇએ. ખેતીની આવક એટલે:

[૧] જે જમીનનું બ્રિટીશ હીંદમાં મ્હેસુલ લેવાય છે અથવા તાજ [Crown]ના અમલદારો જેનો સ્થાનીક કર આંકો ઉઘરાવે છે તેવી ખેતીવાડી માટે વપરાતી જમીનનું જે ભાડું અથવા આવક [રેવન્યુ].

[૨] ઉપર [૧] માં જણાવેલી જમીનમાંથી નીચેની વિગતે જે આવક મળી હોય તે.

( i ) ખેતી કરતાં જે આવક મળે તે.

( ii ) ખેતીમાંથી જે ઉત્પન્ન થાય તેને બજારમાં વેચવા લાયક બનાવવા માટે ખેડુત અથવા ખેતીની ઉપજમાંથી ભાગ લેનારને સામાન્ય રીતે જે જે ક્રિયાઓ કરવી પડે તે ક્રિયાઓ કરવામાં ખેડુતને થતી આવક.

( iii ) કલમ (ii) માં જણાવેલ ક્રિયા સિવાય જેના ઉપર બીજી કંઇ પણ ક્રિયા થઇ નથી તેવા માલના વેચાણની ખેડુતને અથવા ખેતીની ઉપજમાંથી ભાગ લેનારને થતી આવક

[૩] જે મકાન ઉપર જણાવેલ જમીનની બાજુમાં આવેલ હોય, અને જે મકાન ભાડુ અથવા રેવન્યુ લેનારને, ખેડુતને અથવા ખેતીની ઉપજમાંથી ભાગલેનારને આ જમીનના હીસાબે રહેવા માટે, કોઠાર માટે અથવા તેવી બીજી જરૂરીઆત માટે જરૂરનું હોય અને જે ભાડુ અથવા રેવન્યુ લેનાર, ખેડુત કે ખેતીની ઉપજમાંથી ભાગ લેનારની માલીકીનું અથવા કબજા ભોગવટાનું હોય તે મકાનમાંથી મળતી કંઇ પણ આવક.

આ ત્રણ પ્રકારે થતી આવક "ખેતીવાડીની" આવક છે અને તે ટેક્ષને પાત્ર નથી.

(૯) ઈન્કમટેક્ષ એકટની કલમ ૫૮ [અ] પ્રમાણે જેનું વર્ણન છે તેવા માન્ય રાખેલાં પ્રોવીડન્ટ ફંડને અર્થે ટ્રસ્ટીઓને મળેલી આવક.

નોટઃ–ચેરીટેબલ હેતુઓમાં ગરીબોનો ઉદ્ધાર, કેળવણી, દવા દારૂના સાધનો તથા તેવાજ બીજા પબ્લીકના લાભનાં કામો આવી શકે. પરંતુ જે ધર્માદુ ટ્રસ્ટ ખાનગીજ છે. અને જેની આવક પબ્લીકના લાભને માટે વાપરવામાં આવતી નથી. તે ટ્રસ્ટની આવક ઇન્કમટેક્ષ માટે મુક્ત થશે નહિ. એટલે કે તે ઉપર તો ટેક્ષ લેવાશેજ.........

[૧૦] હીંદુ અવિભકત કુટુંબના સભ્ય તરીકે જે રકમ મળી હોય તે રકમ :–આમાં જે રકમ કુટુંબના કર્તા (Manger) પાસેથી અથવા તેવીજ રીતે મળેલી હોય અને જેના ઉપર હીંદુ કુટુંબના કર્તા તરીકે કોઇએ પણ ટેક્ષ ભરેલો હશે તે રકમ ફરી તે કુટુંબના કોઇ સભ્ય પાસે જશે તો તે ઉપર ટેક્ષ લેવાશે નહિ. કારણ કે એકવાર તે રકમ ઉપર ટેક્ષ લેવાઇ ચૂકયો છે પરંતુ જે આવક ભેટ તરીકે, બક્ષિસ તરીકે મળેલી હશે અને તેથી જેના ઉપર હીંદુ સંયુકત કુટુંબની આવક તરીકે ટેક્ષ લેવાયો નહિ હોય તે ઉપર તો ટેક્ષ લેવાશે જ.

દાખલો–એક હરીચંદ નામના માણસને તેના મામા પાસેથી રૂા. ૫૦૦ બક્ષિસના મળે છે. જે તે તેના પિતા મોહનલાલને આપે છે. તો રૂ. ૫૦૦ ઉપર ટેક્ષ લેવાશે.

આવી રીતે ઉપર જણાવેલ પાંચ સાધનો દ્વારા જે આવક થાય તેનો કૂલ સરવાળો તે મજકુર શખ્સની કૂલ આવક ગણાશે. પરંતુ તેના ઉપર ટેક્ષ ગણવામાં નીચેની વસ્તુ ધ્યાનમાં રાખવીઃ—

નીચેની રકમો ટેક્ષને પાત્ર ન હોવાથી તે ઉપર ઇન્કમટેક્ષ ઓફીસર સરેરાશ દરથી ટેક્ષ કાપી આપશે.

[૧] પોતાનો તથા પોતાની પત્નીનો જે વિમો ઉતરાવેલ હોય તો તે વીમાના પ્રોમીયમ પુરતી રકમ ઉપર

[૨] પોતાની પત્ની [પત્નીના કેસમાં પોતાના પતી] અને પોતાની જીંદગી ઉપર ભવિષ્યમાં મળનારી એન્યુઇટી માટે ભરવી પડતી રકમ ઉપર

[૩] માન્ય રાખેલાં પ્રોવીડન્ટ અને સુપર એન્યુએશન ફંડ માટે તથા જેને ૧૯૨૫નો પ્રાવીડન્ટ ફંડનો એકટ લાગુ પડે છે તેવા પ્રોવીડન્ટ ફંડના ફાળાની રકમ ઉપર, અને

[૪] જો હીંદુ કુટુંબ હોય તો તે કુટુંબના પુરૂષ વર્ગના અથવા પુરૂષ વર્ગની પત્નીના વીમા માટે ભરવી પડતી પ્રીમીઅમની રકમ ઉપર.

[૫] જો મશકુર શખસ તાજનો નોકર હોય તો તેના પગારમાંથી જે એન્યુઇટી માટે રકમ કાપી લેવામાં આવી હસે તે ઉપર.

[૬] અનરજીસ્ટર્ડ પેઢીના ભાગીદારને પેઢીની આવકમાંથી પોતાના ભાગે આવતા નફાની રકમ કે જેના ઉપર પેઢીએ ટેક્ષ ભરી દીધો છે તેવી રકમ ઉપર

(૭) એસોસીએશનની આવકમાંથી કોઇ સભ્યને કંઇ રકમ મળી હોય કે જેના ઉપર એસોસીએશને ટેક્ષ ભરી દીધો હશે તેવી રકમ ઉપર.

(૮) ટેક્ષથી મૂકત સીકયુરીટીઝના વ્યાજ ઉપર.

ઉપર જણાવેલ રકમો કુલ આવકમાં તો ગણવાની. પરંતુ તે ટેક્ષને પાત્ર નથી એટલે તેના ઉપર સરેરાશ દરથી ટેક્ષ કાપી આપવામાં આવશે.

વળી કેટલીક વખત ટેક્ષમાંથી છટકવા સારૂ લોકો ખોટાં ટ્રાન્સફર કરી દે છે. તેમજ બૈરી કે છોકરાના નામે મિલ્કત ચડાવી દે છે તે અટકાવવા કેટલાંક પ્રોવીઝન કરવામાં આવ્યાં છે.

૧. આવી રીતનાં અવેજ વિનાનાં અને ભવિષ્માં રદ થઈ શકે તેવાં ટ્રાન્સફર જાણે ટ્રાન્સફર થયું જ નથી તેમ માની ટેક્ષ માટે મુળ ધણીની મિલ્કત ગણાશે, અને તે પ્રમાણે ટેક્ષ લેવાશે.

પરંતુ જો આવક અથવા મિલ્કત એવી રીતે ટ્રાન્સફર કરવામાં આવી હોય કે ૭ વરસની અંદર કે ટ્રાન્સફર કરનાર શખસની જીંદગી દરમિઆન ટ્રાન્સફર કરનાર ટ્રાન્સફર રદ કરી શકે નહિ અથવા તે આવક લઈ શકે નહિ તથા મજકુર મિલ્કતમાંથી ટ્રાન્સફર કરનાર શખશને સીધો યા આડકતરો લાભ થવાનો ન હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે તે ટ્રાન્સફર કરનાર શક્ષની મિલ્કત ગણાશે નહિ.

નોટઃ–આવા ટ્રાન્સફરની અંદર ટ્રસ્ટ, કોવેનન્ટ તથા બીજી દરેક પ્રકારે કરેલી ગોઠવણો નો સમાવેશ થઈ જાય છે.

૨. નવા કાયદા પ્રમાણે પેઢીમાં જો શખશ ભાગીદાર હોય અને પેઢીમાં તેની પત્ની અથવા સગીર બાળક ભાગીદાર હોય તો તે પેઢીમાં પત્નીની કે બાળકની જે આવક થશે તે આવક ટેક્ષ માટે પત્ની કે બાળકની ન ગણતાં મજકુર શખસની ગણાશે અને તે શખસને તેના ઉપર ટેક્ષ ભરવો પડશે.

૩. જો કોઈ શખસ વ્યાજબી અવેજ લીધા વિના પોતાની પત્નીના નામે અથવા પરણાવેલી પુત્રી સિવાયનાં બીજાં સગીર બાળકોના નામે પોતાની મિલ્કત ચડાવી દેશે તો તે મિલ્કત પત્નીની કે બાળકની ન ગણાતાં મજકુર શખસની ગણાશે અને તેઉપર ટેક્ષ લેવાશે.

નોટઃ–પતીથી ન બનતાં પત્નીને જો જુદુ રહેવું પડે અને તેના ભરણ પોષણ માટે તેને કંઈ પણ મિલ્કત આપવામા આવી હોય તો તે મિલ્કત પત્નીની ગણાશે. અને તેની આવક ઉપર પતિને ટેક્ષ ભરવો પડશે નહિ.

૪. કોઈ શખસ અથવા એસોસીએશનને ભવિષ્યમાં પોતાની

પત્નીને અથવા બાળકને અથવા બંનેના લાભને માટે કોઇ શખસ વ્યાજબી અવેજ લીધા સિવાય કોઇ પણ મિલ્કત આપી દેશે તો તે મિલ્કત જેને આપવામાં આવી છે તેની ન ગણતાં આપનાર શક્ષની ગણાશે.

આવી રીતે કુલ આવકમાં ઉપર જણાવેલ ટ્રાન્સફરોની આવકનો સમાવેશ થઇ જાય છે.

ઉપર આપણે જોયું કે માણસની કુલ આવક ખાસ કરીને નીચેના પાંચ વર્ગોમાંની કે તે પૈકી ગમે તે વર્ગની હોય છે જે પાંચ વર્ગો પૈકી દરેક વર્ગની ચોકખી આવક કેટલી અને કઇ રીતે કાઢી શકાય તે હવે પછી જોઇશું.

(૧) ધંધો અથવા વેપાર

(૨) નોકરી

(૩) સ્થાવર મિલ્કત

(૪) સિક્યુરીટીઓનું વ્યાજ

(૫) બીજી ગમે તે આવક

હવે માણસની ઇન્કમટેક્ષ માટે કૂલ આવક નક્કી કરવા આ પાંચે વર્ગની આવકનો સરવાળો કરવાનો છે. જો એક વર્ગની આવકમાં નુકશાન હોય અને બાકીના ચાર વર્ગમાં નફો હોય તો નુકશાન નફામાંથી મજરે લેવાનું છે. એટલે આ પાચે વર્ગો પૈકી જે જે વર્ગમાં નફો આવ્યો હોય તે નફામાંથી મજરે લેતાં તે નફો અથવા નુકશાન માણસની ઇન્કમટેક્ષ માટે કૂલ ચોકખી આવક સમજવી.

દાખલો:—એક માણસને ધંધામાં હજાર રૂપીઆ નફો રહે છે તેને નોકરીમાંથી કંઇ મળતું નથી. સ્થાવર મિલ્કતમાંથી બે હજાર મળે છે. જ્યારે સીક્યુરીટીમાં ભાવ મંદા થવાથી નુકશાન બે

હજારનું આવે છે. તો તે માણસની ચોકખી આવક ઈન્કમટેક્ષ માટે **એક હજારની સમજવી.** ( ૧૦૦૦+૨૦૦૦−૨૦૦૦ ) પરંતુ માનો કે આ પાંચે વર્ગોના નફા તોટાનો હિસાબ કરતાં વરસની આખરે નુકશાન રહ્યું તો શું કરવું ? તો આ નુકશાન આવતા વર્ષના આ પાંચે વર્ગનો હિસાબ કરતાં જે નફો રહે તેમાંથી મજરે લેવું. બીજે વરસે પણ નુકશાન રહે તો ત્રીજા વરસે નફો થાય તેમાંથી મજરે લેવું, તેમ છ વર્ષ સુધી મજરે લઈ શકાશે. આ અગત્યનું હોવાથી વિસ્તારથી સમજીએ.

**પાછલા વર્ષોનું નુકશાન:**—એક માણસને એક વેપારમાં [દાખલા તરીકે એજન્સી, સોના ચાંદીનું કામ, શેરોનું કામ વિગેરે] નફો થયો હોય પરંતુ બીજી કોઈ રીતે નુકશાન થયું હોય તો તે નુકશાન વેપારના નફામાં મજરે આપવામાં આવશે. અને આ નુકશાન કુલ નફા કરતાં વધારે હશે તો આગળ બીજા વર્ષના નફામાં મજરે મળશે. અને બીજા વર્ષનો નફો પણ એટલો બધો મોટો ન હોય કે જેથી આ નુકશાન મજરે લઇ શકાય તો ત્રીજા વરસમાં મજરે લઇ શકાશે. પરંતુ આવી રીતે એક વરસનું નુકશાન વધારેમાં વધારે તે પછીના છ વરસો સુધી મજરે લેવાશે. છતાં પણ કંઇ રહી જશે તો સાતમા વરસે મજરે લઈ શકાશે નહિ.

દાખલો:—૧૯૪૬−૪૭નું આંકણીવાળું વરસ છે. તેની અંદર એક માણસને બધું મળીને રૂ. ૫૦૦૦નું નુકશાન થાય છે. ૧૯૪૭−૪૮મા તેને રૂ. ૧૦૦૦ નફો થાય છે તો પાછલા વરસના રૂ. ૫૦૦૦ નુકશાન કાપતાં તેનું બેલેન્સ રૂ. ૪૦૦૦ નુકશાની રહે છે. ૧૯૪૮ ૪૯ના વરસમાં રૂ. ૫૫૦૦ નફો થાય છે. આમાં ગયા વરસના નુકશાનીના બેલેન્સના રૂ. ૪૦૦૦ કાપતાં હજુ પણ રૂ. ૧૫૦૦ રહે છે. વળી ૧૯૪૯−૫૦માં કંઈ નફો થતો નથી. એટલે ૧૯૫૦−૫૧ ના

વરસનાં રૂ. ૧૫૦૦ કાપવાના રહ્યા. હવે ૧૯૫૦–૫૧, ૧૯૫૧–૫૨ અને ૧૯૫૨–૫૩નો કૂલ નફો રૂ. ૧૦૦૦ થયો તો ૧૯૫૨–૫૩ના વરસની આખરે રૂ ૫૦૦ નુકશાનીના રહ્યા. આ નુકશાની ૧૯૪૬–૪૭ના વરસની છે, તે આગળ ૭ વરસ સુધી નફામાંથી મજરે લેવાશે. ૧૯૪૬–૪૭ની નુકશાની ૭ વરસ સુધી મજરે લીધાં છતાં રૂ. ૫૦૦ હજુ નુકશાની બાકી રહી. સાતમા વરસે હવે ધારો કે તેને રૂ. ૨૫૦૦નો નફો થયો તો રૂ. ૨૫૦૦ ઉપર જ ટેક્ષ ભરવો પડશે. નુકશાનીના બાકી રહેલ રૂ. ૫૦૦ સાતમા વર્ષની આવકમાંથી મજરે મળશે નહિ.

પરંતુ આ કાયદો નવો હોવાથી ઈન્કમટેક્ષને એકદમ નુકશાન ન થાય માટે તેનો અમલ ધીમે ધીમે કરવાનો ઠરાવ્યું છે એટલે કે ૧૯૩૮–૩૯ના એટલે ચાલુ વરસનું નુકશાન ફક્ત એક વરસ જ આગળ લઈ શકાશે. એટલે તે નુકશાન ૧૯૩૯–૪૦ વરસના જ નફામાંથી કાપી આપવામાં આવશે છતાં જો કંઈ નુકશાન બાકી રહેશે તો તે પછીના વરસના નફામાંથી કાપી આપવામાં આવશે નહિ, તેવી રીતે ૧૯૩૯–૪૦ના વરસનું નુકશાન તે પછીના બે વર્ષોના એટલે કે ૧૯૪૦–૪૧, ૧૯૪૧–૪૨ના વર્ષોના નફામાંથી કાપી આપવામાં આવશે. ત્યાર પછીના વર્ષના એટલે કે ૧૯૪૨–૪૩ના નફામાંથી કાપી આપવામાં આવશે નહિ.

૧૯૪૦–૪૧નું નુકશાન હશે તે ત્યાર પછીના ત્રણ વર્ષના નફામાંથી કાપી આપવામાં આવશે.

૧૯૪૧–૪૨નું નુકશાન હશે તે ત્યાર પછીના ચાર વર્ષના નફામાંથી કાપી આપવામાં આવશે.

૧૯૪૨–૪૩નું નુકશાન ત્યાર પછીના પાંચ વર્ષના નફામાંથી કાપી આપવામાં આવશે.

૧૯૪૩–૪૪નું તથા ત્યાર પછીના ગમે તે વર્ષનું નુકશાન ત્યાર પછીના ૭ વર્ષના નફામાંથી કાપી આપવામાં આવશે. એટલે

કે ઉપર જણાવેલ કાયદાનો અમલ ૧૯૪૪-૪૫ના વરસથી થશે. એટલે વધારેમાં વધારે નુકશાન થયા પછી ૭ વરસ સુધી નુકશાન મજરે લેવાનો કાયદો સને ૧૯૪૪-૪૫ના વરસથી અમલમાં આવશે.

પરંતુ જો આવું નુકશાન પેઢીને આવ્યું હશે અને પેઢી રજીસ્ટર્ડ હશે તો તે નુકશાન તેના ભાગીદારોની અંદર તેમના ભાગ પ્રમાણે વહેંચી નાખવામાં આવશે. અને તે નુકશાન તેમની બીજી રીતે થએલી આવકના સાથે મેળવતાં જે નફો રહે તે ઉપર ટેક્ષ ભરવો પડશે. બીજી આવકમાં નુકશાન હોય અથવા પેઢીનું નુકશાન મજરે લઇ શકાય તેટલો નફો ન હોય તો મજકુર નુકશાન ઉપરની કલમ મુજબ આગળને આગળ તે ભાગીદાર મજરે લઇ શકશે.

જો પેઢી અનરજીસ્ટર્ડ હશે તો આ નુકશાન મજરે લેવાનો હક પેઢીને જ રહેશે. એટલે કે પેઢી પોતાની બીજા વર્ષની આવકમાંથી કે તે પછીના વર્ષોની આવકમાંથી મજકુર નુકશાન વસુલ લઇ શકશે. પરંતુ ભાગીદારો ને તેવો કોઇ જાતનો હક રહેશે નહિ.

દૃષ્ટાંત:—ધારો કે સુલતાનસીંગ છોટાલાલની અમદાવાદમાં એક અનરજીસ્ટર્ડ પેઢી છે તેના સુલતાનસીંગ અને છોટાલાલ સરખા ભાગે ભાગીદારો છે. તે પેઢીને ચાલુ વરસમા રૂ. ૫૦૦૦નું નુકશાન થયું છે. સુલતાનસીંગની બીજી આવક રૂ. ૫૦૦૦ની છે તો સુલતાનસીંગ અને છોટાલાલ તેમના ભાગે આવતું રૂ. ૨૫૦૦નું નુકશાન પોતાની બીજી આવકમાંથી ચાલુ વરસમાં મજરે લઇ શકશે ? નહિ જ. કારણ કે પેઢી અનરજીસ્ટર્ડ છે. જો પેઢી રજીસ્ટર્ડ હોત તો લઇ શકત. ઉપરના કેસમા તો પેઢી જ પોતાની બીજા વર્ષની અથવા તે પછીના વર્ષોની આવકમાંથી ઉપરની કલમ પ્રમાણે રૂ. ૫૦૦૦નું થએલ નુકશાન મજરે લઇ શકશે.

**આ કાયદો નવો છે એટલે ૧૯૩૮-૩૯ના વર્ષના પહેલાનું નુકશાન મજરે મળશે નહિ**

# પ્રકરણ ૭ મું

## રીટર્ન ફોર્મ કઇ રીતે ભરવું ?

**ઈન્કમટેક્ષ એકટની કલમ ૨૨ (૧) માં જણાવેલી નોટીસ જાહેર થતાં દરેક સખસે તેના ઉપર કલમ ૨૨ (૨) ની રૂએ અંગત નોટીસ બજી હોય અગર ના બજી હોય છતાં પોતાની કુલ આવક અને દુનિયા ભરની એકત્ર આવક ભરી મોકલવી જોઇએ.**

આપણે ઉપર જોયું તે પ્રમાણે બ્રિટીશ હીંદમાં રહેનાર દરેક શખસને, હીંદુ અવિભક્ત કુટુંબને, પેઢી તથા એસોસીએશનને જો આવક રૂપીઆ બે હજારથી વધુ હોય તો જ ટેક્ષ ભરવાનો છે, અને તેવાજ માણસે આ ફોર્મ અંગત નોટીશ ના બજી હોય તો પણ ભરવાનું છે.

બ્રિટીશ હીંદ બહાર રહેનાર, કંપની, લોકલ સત્તાવાળા માટે તથા એડમીનીસ્ટ્રેટર જનરલ વિ. ને માટે આ બેહજારની છુટ મળશે નહિ. તેમને તો એક રૂપીઆની આવક ઉપર પણ ટેક્ષ ભરવો પડશે. [ જુઓ પ્રકરણ ત્રીજું ]

**કયા વર્ષની આવક ઉપર ટેક્ષ ભરવો પડશે ?** :-"પાછલા વર્ષ" (Privious year) ની કુલ આવક ઉપર ટેક્ષ ભરવો પડશે.

**"પાછલા વર્ષ" નો અર્થ**:-ઈન્કમટેક્ષનું વર્ષ એપ્રીલની ૧ લીથી બીજા વર્ષના માર્ચની ૩૧ મી સુધી ગણાશે. હવે ઇન્કમટેક્ષ એકટની કલમ ૨ [૧૧] મુજબ " પાછલા વર્ષોનો " અર્થ એ છે કે

[અ] ઈન્કમટેક્ષ વર્ષની અગાઉની તા. ૩૧ મી માર્ચે પુરૂ થતું

વરસ અથવા કર ભરનારની મરજી પ્રમાણે જે તારીખ ( ૩૧ મી માર્ચ અગાઉની ) સુધીનો હીસાબ કર્યો હોય તે તારીખે પુરૂં થતું વરસ.

[બ] સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુએ બીજા કોઇ કેસ અથવા કેસો માટે મુકરર કરેલું વરસ.

**સમજુતી :** ધારો કે ૧૯૩૯ ની એપ્રીલની ૧ લી તારીખથી શરૂં થતું ઇન્કમટેક્ષનુ વરસ છે, તો જે માણસો પોતાનો વહીવટ ઇન્કમટેક્ષના વરસ પ્રમાણેજ રાખે છે, એટલે કે જેઓ પોતાના વહીવટ માટે વર્ષની શરૂઆત એપ્રીલની ૧ લી તારીખથી ગણે છે તેમને માટે ૧૯૩૮ ની એપ્રીલની ૧ લીથી ૧૯૩૯ ના માર્ચની ૩૧ સુધી " પાછલું વરસ " ગણાશે. જેઓ જાન્યુઆરીની ૧ લીથી પોતાનું વરસ શરૂ કરે છે તેમના કેસમાં ૧૯૩૮ ની જાન્યુઆરીની ૧ લીથી ૧૯૩૮ ના ડીસેમ્બરની ૩૧ મી સુધીનું વરસ " પાછલુ વરસ " ગણાય. જેઓ પોતાના વહીવટ માટે કારતક સુદ ૧ થી વરસ શરૂ કરે છે, તેમને ચાલુ વરસની માર્ચની ૩૧ મી પહેલાં જે સંવત વર્ષમાં દિવાળી આવી હોય તે સંવત વર્ષની શરૂઆતથી આખર સુધીનુ વર્ષ " પાછલુ વર્ષ " ગણાય. દાખલા તરીકે ૧૯૩૯-૪૦ નું ઇન્કમટેક્ષનું વરસ છે. ૧૯૩૯ ના માર્ચની ૩૧ મી પહેલાં સંવત ૧૯૯૪ ના આસો વદ ૦)) ના રોજ દીવાળી આવે છે. માટે સંવત ૧૯૯૪ની શરૂઆતથી એટલે કારતક સુદ ૧ થી આસો વદ ૦)) સુધીનું વરસ " પાછલુ વરસ " ગણાશે.

આપણે જોયું કે " પાછલા વર્ષની " કૂલ આવક ઉપર ટેક્ષ ભરવાનો છે વેપારીઓ કે જે કારતક સુદ ૧ થી વર્ષ શરૂ કરે છે તેમને સંવત ૧૯૯૪ ની સાલની આવકનો આવર્ષે ટેક્ષ ભરવાનો છે.

## ફોર્મ વિભાગ ૧

આવકનાં સાધનો :-ગયા પ્રકરણમાં આપણે આવકનાં સાધનો જોયાં. વળી સાથે સાથે એ પણ જોયું કે તમારી સ્ત્રી અથવા બાળક

તમો જે પેઢીમાં ભાગીદાર છો તેજ પેઢીમાં ભાગીદાર હશે તો તેઓની આવક તે તમારી આવક ગણાશે. વળી પુરતાં કારણ સિવાય બૈરીના કે સગીર બાળક (પરણેલી છોકરીનો સમાવેશ થતો નથી.) ના નામે ચડાવેલી મિલ્કતની આવક પણ તમારી જ ગણાશે તેમજ કેટલાંક ટ્રાન્સફરની આવક પણ જેણે ટ્રાન્સફર કરેલ છે તેની જ ગણાશે. આ સર્વે આપણે ગયા પ્રકરણમાં કૂલ આવક કઇ રીતે કાઢવી તેમાં વિસ્તારથી જોયું છે. વળી ઇન્કમટેક્ષ એક્ટની કલમ ૪૪ [ડ] (ઇ) અને (એફ) માં વર્ણવેલ સંજોગોમાં ટેક્ષની જવાબદારીમાંથી છટકી જવા પરદેશમાં કોઇ રહેતા શખસના નામ ઉપર ચડાવેલી મુડી અથવા મિલ્કતમાંથી થતી આવક. તથા વ્યાજ અથવા ડીવીડન્ડ મળવાની તારીખ પહેલાં વેચી નાખેલાં અને પાછલથી પાછાં ખરીદી લીધેલાં સીક્યુરીટીઝ, સ્ટોક અને શેરોમાંથી થતી આવક.

[ આવી જાતનાં ખોટાં ટ્રાન્સફર્સ કયાં કયાં છે અને કયા કયા સંજોગોમાં તે મૂળ ધણીની આવક તરીકે ગણાશે તે જાણવાનુ અગત્યનું હોવાથી છેલ્લા પ્રકરણમાં વિસ્તારથી આપ્યું છે તે વાંચનારે જોઇ લેવું. ]

**અગાઉથી આકારેલો અથવા કાપી લીધેલો કર** :– આ ખાતામાં ફક્ત બ્રિટીશ ઇન્ડીયન કર બતાવેલો જોઇએ. અગાઉથી કાપી લીધેલો "સુપરટેક્ષ" જૂદો બતાવવો જોઇએ. ( પરંતુ કોઇ પગારદાર માણસની બાબતમાં, કર ભરનારાને સુપરટેક્ષ અને ઇન્કમટેક્ષનો હિસ્સો માલમ ન હોય તો "સુપરટેક્ષ" જુદો બતાવવાની જરૂર નથી. ) કંપનીમાંથી મળતા ડીવીડન્ડની બાબતમાં જણાવેલો કર, જે ડીવીડન્ડ ઉપર કર અંકાયો હોય તે ડીવીડન્ડને જ લગતો કર હોવો જોઇએ; અને તે કર જે વરસમાં ડીવીડન્ડ અપાયું હોય તે વરસમાં કંપનીને લગતા ચાલુ દરે જણાવવો જોઇએ. જ્યાં આ કરની રકમ જણાવવામાં ન આવી હોય તો દર રૂપીએ ૦–૨–૬

પ્રમાણે ગણી "અડસટો" કાઢવો જોઈએ અને રકમની નીચે "અડસટો" એમ જણાવવું. પછીથી ખરી રકમ ઈન્કમટેક્ષ ઓફીસમાં ગણી લેવાશે. જો કાપી લીધેલો કર તમારી આવકને લાગુ પડતા દરથી વધારે હોય તો તમારે કાપી લીધેલા કરનું સર્ટીફીકેટ આ ફોર્મની સાથે મોકલવું એટલે તે વધારે લીધેલો કર તમારે આપવાના બીજા કોઇ કરમાંથી બાદ કરી તમને મજરે મળશે. જો તમારી આવક બે હજારથી ઓછી હોય તો આ કાપી લીધેલા કરને પાછા મેળવવા માટે "રીફન્ડ" અરજી કરવાની છે.

## વિભાગ ૧ ના ભાગ (અ) માં કઈ આવક ભરવાની છે ?

[૧] જો તમો બ્રિટીશ હીંદ બહારના રહીશ હોતો તમારે બ્રિટીશ હીંદમાં જે આવક નીપજી અથવા જેને નીપજેલી અથવા મળેલી ગણી શકાય તે જ આવક "અ" ભાગમાં જણાવવાની છે. આખી દુનિયાની આવક બતાવવાની નથી. એટલે કે બ્રિટીશ હીંદમાં નોકરીદ્વારા, સીકયુરીટીના વ્યાજદ્વારા, વેપારદ્વારા અને બીજા હરકોઈ સાધનોથી જે આવક નીપજી હોય અથવા ઉત્પન્ન થઈ હોય તે આ ભાગમાં બતાવવાની છે.

[૨] જો તમો બ્રિટીશ હીંદના રહીશ કે સામાન્ય રીતે રહીશ ( વ્યાખ્યા માટે જુઓ પ્રકરણ ૨ જું ) હોતો તમારે બ્રિટીશ હીંદમાં નીપજી અથવા મળી હોય તે આવક આ ભાગમાં બતાવવાની છે. તથા તે ઉપરાંત બ્રિટીશ હીંદ બહાર પરદેશમાં ચાલતો વેપાર જેના ઉપર હીંદુસ્તાન [ દેશી રાજ્યોનો જેમાં સમાવેશ થાય છે. ] માંથી દેખરેખ રખાતી હોય અથવા હીંદમાં ચાલતા ધંધા અથવા હુન્નરકામ અથવા રોજગારમાંથી થતી આવક આ ભાગમાં બતાવવાની છે. ટુંકમાં પ્રકરણ બીજામાં જે બ્રિટીશ હીંદના રહીશની આવકનાં अ, ब, क અને ड કોલમ બતાવેલ છે તેમાં अ અને क કોલમની આવક આ ભાગમાં બતાવવી. બ્રિટીશ હીંદ બહારના રહીશે

[अ] કોલમની આવક આ ભાગમાં બતાવવી. બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશે પણ अ અને क કોલમની આવક અહીં બતાવવાની છે.

હીંદુ કુટુંબ કે જેની આવક વેપારમાંથી ઉત્પન્ન થઇ હોય અને વેપાર બ્રિટીશ હીંદ બહાર હોય અને વહીવટ પણ બહાર હોયતો આવક આ ભાગમાં લખવાની નથી. પરંતુ કુટુંબનો કર્ત્તા બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનાર હોય તો આખું કુટુંબ બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે રહેનાર ગણાશે અને તેથી તે કુટુંબની બ્રિટીશ હીંદમાં નીપજેલી તથા મળેલી તેમજ બ્રિટીશ હીંદ બહારના વેપારની. [ જેનો વહીવટ હીંદમાં છે ] તથા હીંદમાંના ધંધા, રોજગાર અને હુન્નરકામની આવક આ ભાગમાં ભરવાની છે. કુટુંબની દરેક વ્યક્તિની જુદી આવક માટે જુદું ફોર્મ ભરવાનું છે. કુટુંબની મજીઆરી આવકનું ફોર્મ કુટુંબના કર્તાને ભરવાનું છે. ટુંકમાં તમારી પેઢી, એસોસીએશન, કંપની, હીંદુ કુટુંબ અથવા તમો બ્રિટીશ હીંદ બહારના રહીશ હોતો બ્રિટીશ હીંદમાં નીપજેલી અથવા મળેલી આવક અને બ્રિટીશ હીંદના રહીશ કે સામાન્ય રીતે રહીશ હોતો તે ઉપરાંત ઉપર જણાવ્યા મુજબ બ્રિટીશ હીંદ બહાર આખી દુનીઆમાં ગમે ત્યાં ચાલતા વેપારની ( વહીવટ હિંદમાંજ હોવો જોઇએ ) તથા હીંદમાં ચાલતા ધંધા, રોજગાર તથા હુન્નરકામની આવક આ ભાગમાં ભરવાની છે. બીજી નહિ. [ કોણ બ્રિટીશ હીંદનો રહીશ કહેવાશે. કોણ સામાન્ય રીતે રહીશ ગણાશે. અને કોણ બ્રિટીશ હીંદ બહારનો રહીશ ગણાશે. તે માટે જુઓ પ્રકરણ ૧લું અને ૨જું ].

હવે આવક નીચે જણાવેલ પાંચ સાધનોદ્વારા મેળવાય છે. માટે દરેકનું વિસ્તાર પૂર્વક આપણે વર્ણન કરીશું.

**પગાર:—**

“ પગારમાં ” રોજીંદો પગાર. ગ્રેચ્યુઇટી, ( નોકરી બદલ

બક્ષીસ તરીકે મળેલી રકમ ), ફીઝ, કમીશન, એલાવન્સ [ભથ્થુ] પરકવીઝીકટ્સ, વિગેરેનો સમાવેશ થઇ જાય છે. આ પગાર બ્રિટીશ સરકાર (Crown) સ્થાનીક સરકાર, કંપની, એસોસીએશન, જાહેર સંસ્થા કે ખાનગી સંસ્થાઓ તથા બીજા શખસોને ત્યાંથી મળ્યો હશે કે કરેલ નોકરી બદલ મળવાનો હશે તો તે ટેક્ષને પાત્ર છે. આ "પગાર"માં કોઇપણ જાતની આપેલી લોન વિગેરેનો સમાવેશ થઇ જાય છે.

નવા કાયદામાં એવો સુધારો કરવામાં આવ્યો છે કે પગાર પાકી ગયો હશે અને "પાછલા વર્ષમાં" મળ્યો નહિ હોય તો પણ તે પગાર મળીજ ગયો છે તેમ ગણી તે પગાર ટેક્ષને પાત્ર ગણાશે, જુના કાયદામાં જેટલો પગાર "પાછલા" વર્ષમાં મળ્યો હોય તેટલા પગાર ઉપરજ ટેક્ષ લેવાતો. આ ફેર ફારથી હવે ચાલુ વરસનો પગાર બીજા વરસમાં મળશે તો પણ તે પગાર ટેક્ષ માટે તો જાણે મળી ગયો છે તેમ ગણાશે.

દાખલો:—હરીચંદ નામના શખસનો વાર્ષિક રૂ. ૨૪૦૦ પગાર છે. તે ટેક્ષમાંથી છટકવા માટે આ સાલ ફક્ત રૂ. ૨૦૦૦] લે છે. અને રૂ. ૪૦૦] બીજા વરસે લેવાનું નક્કી કરે છે. તો જુના કાયદા પ્રમાણે તેની આવક રૂ. ૨૦૦૦] ગણાત અને ટેક્ષ ભરવો પડત નહિ. હવે તેની આવક પગાર લીધો નથી છતાં રૂ. ૨૪૦૦] ગણાશે અને તે રકમ ઉપર તેને ટેક્ષ આપવો પડશે

આ પગાર બ્રિટીશ હીંદમાં નોકરી કર્યાનો હોવો જોઇએ. પગાર બ્રિટીશ હીંદમાં મળે કે બ્રિટીશ હીંદ બહાર મળે અથવા બ્રિટીશ હીંદના રહેવાસીને મળે કે બ્રિટીશ હીંદ બહારના રહેવાસીને મળે તે સાથે ઇન્કમટેક્ષ માટે કંઇ સંબંધ નથી. ફક્ત બ્રિટીશ હીંદમાં નોકરી કરેલ હોય તો તે પગારની આવક બ્રિટીશ હિંદમાં ઉત્પન્ન થએલી ગણાશે. અને તે આવક "અ" ભાગમાં "પગાર"ના

ખાનામાં મૂકવાની છે. બ્રિટીશ હીંદ બહાર કરેલ નોકરીનો પગાર આ ખાનાંમાં મૂકવાનો નથી. બ્રિટીશ હીંદના રહીશે અને બ્રિટીશ હીંદ બહારના રહીશે ધ્યાનમાં રાખવું કે બ્રિટીશ હીંદ બહાર કરેલ નોકરીનો પગાર ટેક્ષને પાત્ર નથી. પરંતુ તે પગારની કંઈપણ રકમ બ્રિટીશ હીંદમાં લાવી હશે તો ટેક્ષને પાત્ર થશે. (જુઓ પ્રકરણ ૨) બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશને બ્રિટીશ હીંદ બહારના પગાર ઉપર પણ ટેક્ષ ભરવો પડશે પરંતુ આ રકમ તેણે વિભાગ ૧ ના "અ" ભાગમાં મુકવાની નથી. પરંતુ "ક" ભાગમાં દર્શાવવાની છે. તે હવે પછી જોઈશું. અહીં તો બ્રિટીશ હીંદમાં કરેલ નોકરીનો પગારજ દર્શાવવાનો છે.

આ "પગાર"ના ખાનામાં જો તમને નોકરી બદલ રહેવા માટે ભાડા મુક્ત ઘર મળ્યું હોય તો તે ઘરનું ભાડું ગણી પગારમાં ઉમેરવાનું છે. પગાર અને રોકડા પગારને બદલે મળેલો નફો, ઇન્કમટેક્ષ, પ્રોવીડન્ટ ફંડમાં ભરેલા ફાળા વિગેરે બાદ કર્યા સિવાય પુરેપુરી પગારની રકમ બતાવવી. વળી માન્ય રાખેલાં પ્રોવીડન્ટ ફંડ સિવાયનાં પ્રોવીડન્ટ ફંડ કે બીજા કોઈ ફંડમાંથી મળેલી રકમ કર ને પાત્ર છે. પરંતુ તે રકમ નોકરના ફાળાનીજ હશે, અથવા મુળ રકમના વ્યાજની હશે તો ટેક્ષને પાત્ર નથી.

વળી નોકરી છોડતી વખતે અથવા નોકરી પરથી રીટાયર થતી વખતે શેઠ તરફથી નોકરને તેની ભૂતકાળની નોકરીના બદલા તરીકે જે રકમ મળશે તે રકમ પણ ઇન્કમટેક્ષને પાત્ર થશે.

**"પગાર"નું ખાનું ભરતી વખતે નીચેની વસ્તુ ખાસ ધ્યાન રાખવી.**

જો તમારી નોકરીની એવી શરત હોય કે તમને મળતા પગારમાં કોઈરકમ આખી, જરૂરી રીતે અને ખાસ તમારી ફરજ અદા કરવામાં વપરાવી જોઈએ. તો તે રકમની વિગત આપવી. અને

તે પગારમાંથી બાદ કરી ખાનું ભરવું. તમારા ઘરથી તમારા ધંધાની જગા ઉપર જવા આવવાનું ખર્ચ મજરે મળશે નહિ તે ખાસ ધ્યાનમાં રાખવું.

નોકરી બંધ થવાને લીધે ખાસ મળેલો બદલો "પગાર"માં ગણવાનો નથી.

**વળી નીચેની રકમો વિભાગ રમાં દર્શાવાની છે- નીચે** બતાવેલ રકમો "પગાર" તરીકે તો ગણાશેજ અને તે બાદ કર્યા વિનાજ પગારની આવક "પગાર"નાં ખાનામાં વિભાગ ૧ના "અ" ભાગમાં મૂકવાની છે- પરંતુ નીચેની રકમો ટેક્ષને પાત્ર નથી. માટે તેટલી રકમ ઉપર સરેરાસ દરથી ઇન્કમટેક્ષ ઓફીસર ટેક્ષ કાપી આપશે.

(૧) સરકાર તરફથી અપાતા પગારમાંથી ભવિષ્યની એન્યુઇટી માટે (Deferred annuity) અથવા નોકરનાં બૈરાં છોકરાંના લાભ માટે કાપી લીધેલી રકમો.

નોટ:—આ રકમ નોકરના પગારના છઠ્ઠા ભાગથી વધારે હશે તોપણ છઠ્ઠા ભાગ સુધી જ મજરે મળશે

(૨) નોકરીને છેડે પ્રોવીડન્ટ ફંડ કે જેને ૧૯૨૫નો પ્રોવીડન્ટ ફંડ એક્ટ લાગુ પડે છે તે તથા માન્ય રાખેલાં પ્રોવીડન્ટ ફંડ અને સુપર એન્યુએશન ફંડમાંથી અપાયેલી રકમ તથા નોકરી દરમિયાન મજકુર ફંડમાંથી મળતા વ્યાજની રકમ.

પ્રોવીડન્ટ ફંડ :—માન્ય રાખેલ પ્રોવીડન્ટ ફંડમાંથી નોકરીને છેડે જે રકમ મળશે તે ઇન્કમટેક્ષને પાત્ર થશે નહિ. પરંતુ નોકરી દરમિઆન પ્રોવીડન્ટ ફંડમાં એકઠી થએલી રકમ ઉપર વ્યાજ પોતાના આંકણીવાળા વર્ષના પગારના ત્રીજા ભાગથી વધારે ઉપજતું હશે તો તે વધારો ટેક્ષને પાત્ર થશે. સુપર એન્યુએશન ફંડ:—આમાં નોકરને દર વરસમાં થોડોઘણો ફાળો આપવો પડે છે. જે ફાળો

તેના મરણ પછી તેના વ્યાજ સહીત તેની વીધવાને કે છોકરાંઓને મળે છે. આ ફન્ડ કાયદેસર માન્ય થએલું હોય તો તે ફંડ ઉપર ઉપજતું વ્યાજ ઇન્કમટેક્ષને પાત્ર નથી. અને નોકરને જેટલો ફાળો આપવો પડે છે, તે ફાળો ઇન્કમટેક્ષ માટે પગારમાંથી મજરે આપવામાં આવે છે.

નોટ:—કબુલેલા પ્રોવિડન્ટ ફંડ તથા સુપર એન્યુએશન ફંડની રકમોની વિગત ફંડના ટ્રસ્ટી અથવા તમારા માલીક પાસેથી મળી શકશે.

ખાસ નોટ:—આપણે ઉપર જોયું તે પ્રમાણે બ્રિટીશહીંદ બહાર કરેલ નોકરીના પગાર માટે બ્રિટીશ હીંદ બહારના માણસને ટેક્ષ આપવો પડતો નથી, પરંતુ આમાં એક અપવાદ છે તે એક તાજ તરફથી અથવા તાજને બદલે કોઇપણ વ્યકિત તરફથી અથવા તાજના પ્રતીનીધીની સત્તાની રૂએ સ્થપાએલી અથવા તેના બદલે મધ્યસ્થ સરકારથી સ્થપાએલી સ્થાનીક સત્તા તરફથી બ્રિટીશ રૈયતને અથવા શાહેનશાહના કોઇ પણ નોકરને હિંદના ગમે તે ભાગમાં અપાએલ પગાર ટેક્ષને પાત્ર થશે.

દાખલો--મી. જ્યોર્જ રેસીડંટ છે. તેમને વડોદરામાં વાર્ષીક ત્રીસ હજારનો પગાર છે તો તે તમામ રકમ ઇન્કમ ટેક્ષને પાત્ર થશે. વળી એક વસ્તુ ખાસ ધ્યાન એ રાખવાની છે કે પગાર લેનાર વ્યકિત જો બ્રિટીશ હીંદ બહારનો રહીશ હોય તો તેના પગારમાંથી દર રૂપીયે ૦-૨-૬ તેનો માલીક ટેક્ષ માટે પ્રકરણ ૧માં જણાવ્યા મુજબ કાપી લેવાનો જ, આવી રીતે જો તેના માલીકે ટેક્ષ કાપી લીધો હશે તો નોકરને તે ઉપર ફરીથી ટેક્ષ આપવો પડશે નહિ. ફોર્મ ભરતી વખતે માલીક તરફથી પ્રકરણ ૧ મુજબ જે સર્ટીફીકેટ આપવામાં આવ્યું છે તેમાં ટેક્ષ માટે જે રકમ કાપેલી છે તે રકમ "પગાર"ના ખાના સામે કોલમ ત્રીજામાં ભરવી.

આ રીતે પગારનું ખાનું ભરવાનું છે. હવે આપણે (૨) સીક્યુરીટીઝના વ્યાજનું ખાનું કઇ રીતે ભરવું તે જોઇએ.

## ૨. સીક્યુરીટીઝ ઉપરનું વ્યાજ

જામીનગીરીઓમાં પ્રોમીસરી નોટ, ગવરન્મેન્ટ ઓફ ઇન્ડીઆએ અથવા કોઇ પ્રાન્તીક સરકારે કાઢેલાં બોન્ડ, અથવા કોઇ સ્થાનીક સંસ્થા અથવા કંપનીએ કાઢેલા ડીબેન્ચર્સ અથવા બીજી જામીનગીરીઓનો સમાવેશ થાય છે. ઇન્કમટેક્ષ બાદ કર્યા સિવાયની કૂલ રકમ બીજા કોલમમાં બતાવવી.

જામીનગીરીઓ બે જાતની હોય છે (૧) એક કર મુક્ત અને બીજી જેના ઉપર કર ભરવો પડે છે તેવી.

## કર મુક્ત જામીનગીરીઓ હોયતો ?:

ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ તરફથી કર મુક્ત જામીનગીરીઓ નીકળેલી હોય તો તેના વ્યાજ ઉપર ઇન્કમટેક્ષ ભરવાનો હોતો નથી. તેમજ પ્રાંતીક સરકાર તરફથી કર મુક્ત જે જામીનગીરીઓ નીકળી છે તેના વ્યાજ ઉપર પણ વ્યક્તિને ટેક્ષ ભરવાનો હોતો નથી, પરંતુ પ્રાંતીક સરકારજ અપાતા વ્યાજ ઉપર ટેક્ષ ભરશે આવી રીતે કર મુકત (જેના ઉપર કર ભરવાનો નથી તેવું જામીનગીરીઓ નીકળતી વખતે જાહેર થએલ છે) જામીનગીરીઓનું વ્યાજ બીજી જે જામીનગીરીઓનું વ્યાજ આવતું હોય તેમાં ઉમેરી કોલમ બીજામાંતો લખવું જ પડશે. પરંતુ તે કર મુકત જામીનગીરીનું જે વ્યાજ આવે તે વિભાગ ૨માં ૫ મીકલમમાં "કર મુકત 'સીક્યુરીટીઝ'નું વ્યાજ" નામનું જે ખાનું છે ત્યાં તે વ્યાજ ભરવાનું એટલે ઇન્કમ ટેક્ષ ઓફીસર તે રકમ ઉપર વ્યક્તિની આવકના સરેરાસ દરથી ટેક્ષ કાપી આપશે.

દૃષ્ટાંત :—તમારી પાસે કર મુક્ત જામીનગીરીઓ અને કર

ભરવો પડે તેવી જામીનગીરીઓ છે. કર મુક્ત જામીનગીરીઓ ઉપર દર વરસે રૂ. ૧૦૦૦) વ્યાજના આવે છે બીજી જામીનગીરીઓ ઉપર દર વરસે રૂ ૨૦૦૦] વ્યાજના મળે છે તો તમારે કૂલ રૂ. ૩૦૦૦]ની રકમ "અ" ભાગમાં "સીકયુરીટીઝના" વ્યાજની સામે બીજા કોલમમાં લખવી. અને કર મુકત જામીનગીરીના વ્યાજની રૂ. ૧૦૦૦] ની રકમ વિભાગ રના પાંચમા ખાનામાં લખવી જેથી ઇન્કમટેક્ષ ઓફીસર તેના ઉપર સરેરાસ દરથી ટેક્ષ કાપી આપશે.

પરંતુ જો આવી રીતે વેપારીએ જામીનગીરીઓ વેપારના કામકાજમાં લીધી હશે, અને તે હિસાબે તેનું વ્યાજ એ વેપાર, ધંધા કે રોજગારની આવક ગણી ચોપડામાં નફા તરીકે જમે કરી હશે તો તે આવક આ ખાનામાં ન બતાવતાં વિભાગ ૪માં બતાવવી અને તેમાં જે કર મુક્ત જામીનગીરીઓનું વ્યાજ છે તે વિભાગ ૪માં "કર મુકત સિકયુરીટીનું વ્યાજ લખેલું છે" ત્યાં બાદ કરવાનું છે, વિભાગ ૨માં આ વ્યાજ લખવાનું નથી. માટે વેપારીઓએ આ ખાસ ધ્યાન રાખવું. વળી જો તમો બ્રિટીશ હીંદ બહારના રહીશ હો ને હિસાબે અથવા કંપનીઓ વિગેરે જો વ્યાજ આપતાં પહેલાં ટેક્ષ તરીકે ૦-૨-૬ કાપી લીધા હોય તો જાણે તે ટેક્ષ ન કપાયો હોત તો જે રકમ મળતતે આખી [ઇન્કમટેક્ષ સાથેની] રકમ કોલમ બીજામાં લખવાની. એટલે કે તેવા કેસમાં તમને જે ચોકખી વ્યાજની રકમ મળી છે તેને ૧૬/૧૫ ગુણી કોલમ બીજામાં લખવી. આ પ્રમાણે બીજા કોલમમાં જે રકમ આવી તેમાંથી તમને ચોકખી જે રકમ મળી છે તે બાદ કરતાં જે રહે તે કોલમ ત્રીજામાં લખવું. કોલમ ત્રીજામાં આ પ્રમાણે શું ટેક્ષ કપાણો છે તે આવશે. જ્યારે આવી રીતે ટેક્ષ કપાણો હોય ત્યારે ટેક્ષ કાપનાર વ્યકિતનું સરટીફીકેટ મોકલવું.

દષ્ટાંત—ગમનાજી બાલાજીનું [કંપનીના ડીબેન્ચર્સ ઉપર

વ્યાજ રૂ. ૨૦૦ થાય છે. કંપની ૦-૨-૬ પ્રમાણે રૂ. ૩૧-૪-૦ કાપી રૂ. ૧૬૮-૧૨-૦ ગમનાજીને આપે છે તો ગમનાજીએ કોલમ બીજામાં તો $૧૬૮\frac{૩}{૪}\times\frac{૩૨}{૨૭}=\frac{૬૭૫}{૪}\times\frac{૩૨}{૨૭}=$ રૂ. ૨૦૦ જ બતાવવાના છે ત્રીજા કોલમમાં રૂ. ૩૧-૪-૦ બતાવવાના છે.

**જામીનગીરીઓનાં વ્યાજનું ખાનું ભરતા પહેલાં નીચેની રકમો કાપવાની છે.**

[૧] મજકુર વ્યાજ જો બેન્ક મારફત મેળવાનું હોય અને તે બદલ બેન્કને કંઈ કમીસન આપવાનું હોયતો મજકુર વ્યાજ વસુલ કરવા માટે બેંકે લીધેલું કમીસન.

(૨) જો આ જામીનગીરીઓમાં રોકેલ પૈસા વ્યાજે લીધેલ હશે તો તે ધણીને જે વ્યાજ આપવું પડે તે વ્યાજ કાપી આપવામાં આવશે.

પરંતુ જો આ વ્યાજ બ્રિટીશ હિંદ બહારના માણસને આપવાનું હશે તો આપનાર માણસે તે વ્યાજની રકમ ઉપર ૦-૨-૬ પ્રમાણે ઇન્કમટેક્ષ કાપી લીધો હશે અથવા વ્યાજ લેનાર સક્ષનો બ્રિટીશ હિંદમાં એજન્ટ હશે કે જે તેમના બદલે વ્યાજની રકમ ઉપર ટેક્ષ ભરશે અથવા હરકોઈ રીતે તેના ઉપર ટેક્ષ ભરાયો હશે તોજ વ્યાજની રકમ મજરે આપવામાં આવશે નહિતર નહી.

વળી ખાસ ધ્યાન રાખવાનું કે મધ્યસ્થ સરકાર કે પ્રાંતીક સરકાર તરફથી નીકળેલી જામીનગીરીઓ અથવા સ્થાનીક સરકાર તથા કંપની તરફથી નીકળેલી જામીનગીરીઓ તથા ડીબેન્ચર્સ સિવાયની બીજી કોઈપણ જામીનગીરીઓ હોય તો તેના વ્યાજની રકમ આ ખાનામાં લખવાની નથી. વળી બ્રિટીશ હિંદ બહારની કંપનીઓના લોનની આવક પણ અહીં લખવાની નથી.

ડઃ-મિલકત (જુઓ ટીપ્પણ ૮) આ ફોર્મના ભાગ

**ફકરામાં જણાવ્યા મુજબની કુલ આવકઃ**—આ ખાનું હવે આપણે ભરવાનુ છે તે શી રીતે ભરવાનું છે તે હવે જોઇએઃ—

આ મથાળા નીચે તમારી માલીકીના તમારા ધંધા માટે વપરાતાં ઘરો અને તેને લગતી જમીન સિવાયની બીજા બધા મકાનોની અને તેમને લગતી જમીનની "બોનાફાઇડ" વાર્ષિક કીંમત કરને પાત્ર છે.

નોટઃ—ધંધા માટે વપરાતાં ઘરો અને તેને લગતી જમીનનું ભાડું આ મથાળામાં ગણાશે નહિ. પરંતુ તે વેપારનો નફો એવો હોવો જોઇએ કે જે ટેક્ષને પાત્ર થઇ શકે. એટલે વેપાર, ધંધો કે રોજગાર એવો ન હોવો જોઇએ કે જેનો નફો ટેક્ષને પાત્ર થાય નહિ. દાખલા તરીકે ધર્માદુ સંસ્થાઓ તરફથી તેના ધ્યેયને પહોંચી વળવા જે વેપાર કરવામાં આવે છે તે વેપારની આવક ટેક્ષને પાત્ર નથી. આવા વેપાર માટે જે મકાન વપરાતું હશે તે મકાન તે સંસ્થાનું હશે તો પણ તેનું ભાડું આ મથાળામાં ગણાશે.

આમ વેપાર માટે વપરાતા મકાનનું ભાડું આ ખાનામાં ગણવાનું નથી તેનું કારણ એટલું જ કે, તે ભાડું વિભાગ ૪ "વેપાર, ધંધો અને હુન્નરકામ" ના ખાનામાં ભરવાનું છે.

નોટ.—જે જમીનો તદ્દન ખુલ્લી હશે અને મકાનને લગતી નહી હોય તે જમીનનું ભાડું પણ આ ખાનામાં મૂકવાનું નથી. આજ "અ" ભાગમાં ૫મું "બીજાં સાધનો" નામનું જે ખાનું છે તેની અંદર જમીનનું ભાડું જ્યાં લખેલ છે ત્યાં તેવી જમીનોનું ભાડું લખવાનું છે.

નોટ ૩:— આ ખાનાની અંદર બ્રિટીશ હીંદની અંદર જે સ્થાવર મિલ્કત (ઘર અથવા તેને લગતી જમીન) છે તેજ બતાવવાની છે. બ્રીટીશ હીંદ બહારની જમીનની આવકનો આ ખાનામાં સમાવેશ થતો નથી.

નોટ ૪:– આ ખાનામાં માલીકીના ઘરોની કે તેને લગતી જમીનની જ આવક ભરવાની છે. જે ઘર અથવા જમીન બીજા પાસેથી ભાડે લેવામાં આવી હોય અને તે ભાડે રાખેલ ઘર અથવા જમીન ભાડે આપવામાં આવે અને તેથી જે આવક આવે તે આ ખાનામાં બતાવવાની નથી. તે આવક "બીજા સાધનો" ની આવક ગણાશે અને તે આજ ભાગના પાંચમા ખાનામાં મૂકવાની છે.

મિલ્કતની જે આવક ભરવાની છે તે ભરતાં પહેલાં ફોર્મનો વિભાગ ૬ ભરવો જોઇએ. અને તે પ્રમાણે વિભાગ ૬ નું જે ૨૦મું ખાનું છે તેની અંદર જે ચોકખી આવક આવે તે મિલ્કતની વાર્ષિક આવક ગણાય, અને તે આ ખાના સામેના બીજા કોલમમાં લખવી.

એટલે આ ખાનામાં કઇ આવક મૂકવાની તે માટે વિભાગ ૬ દેખાવાનો રહે છે માટે પ્રથમ તે સંબંધી આપણે વિચાર કરીશું. પછી છેવટે તે વિભાગના ૨૦ મા ખાનામાં જે રહેશે તે આ ખાના સામે મૂકવાની છે.

### વિભાગ ૬–મિલ્કતની આવક.

પ્રથમના સાત ખાનાં બહુ જ સહેલાં છે. તે દરેક માણસ ભરી શકે તેમ છે.

હવે આપણે ભાડાંને લગતું થોડું વિવેચન કરવાનું છે તે જોઇએ.

આપણે ઉપર જોયું તે પ્રમાણે જે ઘર અથવા જમીન જેના નફા ઉપર કર નાખી શકાય તેવા ધંધા, વેપાર કે રોજગાર માટે વપરાતું નથી, તેવા તમામ ઘરો અથવા તેને લગતી જમીનની આવક "મિલ્કત"ના ખાનામાં મૂકવાની છે.

હવે આવક કઈ રીતે ગણવી તે જોવાનું રહે છે. સ
ભાષામાં કહીએ તો મકાનની વાર્ષિક આવક એટલે તે મકાન
આજુબાજુના મકાનોની ગણત્રીમાં વરસે શું ભાડું ઉપજાવી શક
તે ભાડાની આવક. જો પ્રમાણીકપણે અને કરમાંથી છટકી જવા
બદઈરાદા સિવાય જો મકાન ભાડે અપાયું હશે તો તે ભાડા
વાર્ષિક આવક સામાન્ય રીતે તે મિલ્કતની આવક ગણાશે. પર
જો ઇન્કમટેક્ષ ઓફીસરને એમ લાગશે કે ભાડુઆતને આ
ઘરનું ભાડું આજુબાજુના મકાનો જોતાં ઘણુંજ ઓછું છે
તે આજુબાજુના ઘરોના સંજોગો ધ્યાનમાં લઈ ભ
આકારી શકાશે. અને તે ઉપર ટેક્ષ ગણાશે, પરંતુ જો તે મક
ઘરધણી પોતાના રહેવા માટે વાપરતો હશે અને ભાડું ન આ
હોય તો મકાનના ભાડાની વાર્ષિક આવક તે ઘરધણીના કૂલ આ
વકના દસમા ભાગ કરતાં વધારે આકારાશે નહિ.

વળી જો એક જ મકાન હોય અને તેનો અમુક ભાગ ધં
માટે વપરાતો હોય, અમુક ભાગ રહેવા માટે વપરતો હોય અ
અમુક ભાગ ભાડે અપાયો હોય તો તેનો ટેક્ષ કઇ રીતે આકારાશે

તો જેટલો ભાગ ધંધા માટે વપરાય છે તેટલા ભાગ પુ-
મકાનનું ભાડું આ ખાનામાં ગણાશે નહિ. મકાનના બાકીના ભાગ
જેટલો ભાગ ભાડુઆત વાપરતો હશે તે ભાગનું ભાડું તથા જેટ
ભાગ ઘરધણી વાપરતો હશે તેની જે આંકણી ઇન્કમટેક્ષ ઓફી
કરશે તે તમામ રકમ ભાડાની આવક ગણાશે.

આપણે ત્યાં મ્યુનીસીપલ ટેક્ષ માટે ભાડાની આંકણી થ
છે તે ખાસ કારણો સિવાય ઇન્કમટેક્ષ માટે પણ માન્ય રાખવા
આવશે અને તે પ્રમાણે જેટલો ભાગ ઘરધણી વાપરતો હશે તેટ
ભાગની આવક ગણી શકાશે.

દૃષ્ટાંતઃ—એક મકાનની મ્યુ. આંકણી રૂ. ૧૦૦૦ની છે તે

$\frac{1}{3}$ ભાગ ઘરધણી વાપરે છે. $\frac{1}{3}$ ભાગમાં ભાડુઆત રહે છે જે રૂ. ૫૦૦] ભાડાના આપે છે અને $\frac{1}{3}$ ભાગ ધંધા માટે વપરાય છે તો આ ખાનામાં તે ઘરની આવક રૂ. ૫૦૦+૧૨૦૦×$\frac{1}{3}$=૫૦૦+૪૦૦= રૂ. ૯૦૦ મૂકવાની.

આ પ્રમાણે મિલ્કતની આવક શોધી કઢાણી.

હવે આપણે વિભાગ ૬ના આઠમા ખાનામાં શું ભરવાનું છે તે જોઈએ.

અહીં ઘર ભાડે લેતી વખતે ભાડુઆતે જે ટેક્ષ આપવાનો કબુલ કર્યો હોય અને તે ટેક્ષ ઘરધણીએ આપ્યો હોય તો તેવા ટેક્ષની રકમ ખાના ૮માં લખવાની છે તેવીજ રીતે તેથી ઉલ્ટું જે ટેક્ષ ઘરધણીને માથે છે તેવો ટેક્ષ ભાડુઆતે આપ્યો હોય તો તે ટેક્ષની રકમ ખાના ૯માં લખવાની છે.

દૃષ્ટાંતઃ—પાનાચંદ શેઠ લાલભાઈ ચીમનલાલના ભાડુઆત છે. હાઉસ ટેક્ષના રૂ. ૨૫] લાલભાઈને માથે છે જ્યારે લેવેટરી ટેક્ષના રૂ. ૫] પાનાચંદ શેઠના માથે છે હવે ધારો કે લેવેટરી ટેક્ષ લાલભાઈ આપે છે તો તે રકમ ખાના ૮માં લખવાની અને જો હાઉસટેક્ષ પાનાચંદ શેઠ આપતા હોય તો તે રકમ ખાના ૯માં લખવાની.

ખાનું દસમું:—અમારી માન્યતા મુજબ આ ખાનામાં જણાવેલી વિગત ખોટી છપાએલી છે. આ ખાનામાં એવું વર્ણવેલું છે કે "આઠમા અને નવમા ખાનાની રકમો બાદ કર્યા પછી વાર્ષિક ભાડાની રકમ" પરંતુ અંગ્રેજીમાં (annual letting value after adjusting for cls. 8 & 9) છે. "Adjusting"નો અર્થ ગુજરાતીમાં બાદ કરીને તેમ કર્યો છે પરંતુ તે ખોટું છે ખરી રીતે દસમું ખાનું નીચે પ્રમાણે હોવું જોઈએ. "આઠમા અને નવમા ખાનાની રકમોની વધઘટ કર્યા પછી

વાર્ષીક ભાડાની રકમ." ઇન્કમટેક્ષ ઓફીસથી આ માટે ઘટતો સુધારો થશે તેમ આશા છે. એટલે દસમા ખાનામાં કઇ રકમ મૂકવાની તે હવે જોઇએ.

વાર્ષીક ભાડાની રકમ આપણે ઉપર જોયું તે પ્રમાણે શોધી શકાશે. ટુંકમાં આખું મકાન જો ભાડે અપાય તો શું ભાડું ઉપજી શકે તે વાર્ષીક ભાડું ગણાય. અથવા જો ભાડુઆતને ઘર આપ્યું હોય તો વાર્ષીક જે ભાડું આવતું હોયને ભાડાની રકમ. મકાન જો રહેવા માટે ઘરધણીના કબજામાં હશે તો ઇન્કમટેક્ષ ઓફીસર વાર્ષીક ભાડાની આંકણી કરશે ઘણે ભાગે મ્યુનિસીપલ આંકણી તે માટે માન્ય રહેશે. પરંતુ કોઇપણ સંજોગોમાં ઘરધણીના રહેવાસ માટે વપરાતા મકાનની આંકણી તેની આવકના દસમા ભાગથી વધારે થશે નહિ. જો ઘર ખાલી રહ્યું હોય અને ઘરધણી પોતે રહેવા માટે વાપરતો નહોય તેમજ ધંધા માટે વપરાતું નહોય તો તે ઘરનું શું ભાડું ઉપજી શકે તે ગણવાનું છે. આનો અર્થ એમ નથી કે ખાલી ઘર ઉપર પણ ટેક્ષ આકારાશે. પરંતુ જે ભાડું ઉપજી શકે તે ખાના દસમાં મૂકવાનું. અને પછી જો ઘર બારે માસ ખાલી રહ્યું હોય તો આખી અને રકમ થોડા વખત ખાલી રહ્યું હોય તો તેટલા વખત પુરતી રકમ ખાના ૧૯માં મુકવાની છે તે રકમ મજરે મળશે.

આ રીતે વાર્ષીક ચોકખી આવક આવી. હવે જે ટેક્ષ ભાડુ-આતને ભરવાનો છે અને ઘરધણીએ ભર્યો છે તે રકમ એટલે ખાના આઠની રકમ આમાંથી બાદ કરવાની છે જ્યારે જે ટેક્ષ ઘરધણીને ભરવાનો છે અને ભાડુઆતે ભર્યો છે તે રકમ એટલે ખાના નવની રકમ આમાં ઉમેરવાની છે. આ પ્રમાણે સરવાળો બાદબાકી કરતાં જે રકમ રહે તે વાર્ષીક મિલ્કતની આવક સમજવી. હવે તે રકમ-માંથી ખાના અગ્યારથી સોળમાં બતાવેલ રકમો મજરે મળશે માટે તે બાદ કરવાની છે.

**ખાના ૧૦માં આવેલ રકમમાંથી બાદ કરવાની રકમોઃ-**

**ખાનું ૧૧**:-ભાડે આપેલ મકાનનો રીપેરીંગ ચાર્જ માલીક માથે રાખ્યો હશે તો અથવા મકાન માલીકના કબજામાં હશે તો ખાના ૧૦માં જણાવેલ રકમનો છઠ્ઠો ભાગ મજરે મળશે.

પરંતુ જો મકાન ભાડુઆતના કબજામાં હશે અને ભાડુઆતે મરામત ખર્ચ માથે રાખ્યું હશે તો વાર્ષિક આકારેલી ભાડાની આવક અને ભાડુઆત તરફથી મળતું વાર્ષિક ભાડું એ એનો જે તફાવત હશે તે મજરે મળશે પરંતુ આ બન્નેનો તફાવત વાર્ષિક આકારેલી આવકના છઠ્ઠા ભાગ કરતાં વધારે હશે તો તે વધારો મજરે મળશે નહિ.

**ખાનું ૧૨**:-જો તે મકાનનો વીમો ઉતરાવ્યો હોય તો વીમાની ભરવી પડતી પ્રીમીઅમની રકમ.

**ખાનું ૧૩**:-જો મકાન ગીરો હોય અથવા તેના ઉપર ચાર્જ હોય તો તેનું જે વ્યાજ આપવું પડે તે વ્યાજ. વળી જે મકાન ખરીદવામાં, બનાવવામાં, મરામત કરવામાં, ફરી બનાવવામાં અને તેમાં સુધારો વધારો કરવામાં કોઈપણ રકમ વ્યાજે લેવામાં આવી હોય તો તે રકમનું વ્યાજ.

પરંતુ જો આ વ્યાજ બ્રિટીશ હીંદ બહારના માણસને આપવાનું હશે અને તે ઉપર ટેક્ષ કપાયો નહી હોય અથવા વ્યાજ આપનાર માણસે પ્રકરણ ૧માં જણાવ્યા મુજબ ટેક્ષ તરીકે દર રૂપીએ ૦-૨-૬ કાપી લીધા નહી હોય અથવા મજકુર શક્ષનો બ્રિટીશ હીંદમાં એજન્ટ નહી હોય તો તે વ્યાજ મજરે મળશે નહિ.

**ખાનું ૧૪**:-મકાન જે જમીન ઉપર ઉભેલું છે તે જમીનનું

ખાનું ૧૫:-જમીન મ્હેસુલ માટે જે રકમ આપવી પડતી હોય તે. આની અંદર મ્યુનિસીપાલ ટેક્ષનો સમાવેશ થતો નથી.

**ખાનું ૧૬**:-ભાડું ઉઘરાવવા માટે થતો ખર્ચ, આ ખર્ચ વાર્ષિક ભાડાની રકમના ૭ ટકા કરતાં કોઇપણ હિસાબે વધારે મળશે નહિ. ખાનામાં આ હકીકત દર્શાવી નથી. પરંતુ કાયદેસર વાર્ષિક ભાડાની રકમના ૭ ટકા કરતાં વધારે ખર્ચ મજરે મળશે નહિ.

ખાનું ૧૭:-આ પ્રમાણે ખાના ૧૦માં જે વાર્ષિક ભાડાની રકમ છે તેમાંથી ખાના ૧૧થી ૧૬ની રકમનો સરવાળો બાદ કરવાનો, કારણકે તે રકમો મિલ્કતની આવકમાંથી મજરે મળશે. પછી જે રહે તે ખાના ૧૭માં મુકવાનું છે.

ખાનું ૧૮:-જો મિલ્કત (ઘર વિગેરે) ભાડુઆત વગર ખાલી પડી રહ્યું હોય તો વરસમાં જેટલો વખત ખાલી પડી રહ્યું હોય તેટલો વખત આ ખાનામાં લખવાનો છે.

**ખાનું ૧૯**:-આ ખાનામાં પણ છાપવામાં ભુલ થએલી જણાય છે. ઇંગ્રેજીમાં આ ખાનું "મીલ્કત ખાલી રહેવાથી મજરે માગેલી રકમ" તેટલુંજ છે એટલે આ ખાનામાં "ચોકખા કરને પાત્ર રકમ" એ જે શબ્દો છે તે અમારી માન્યતા મુજબ વધારાના છે અને તેથી કાઢી નાખવાને પાત્ર છે એ શબ્દો ખાના ૨૦માં મુકવા જોઇએ. એટલે ખાનું ૨૦મું નીચે પ્રમાણે થશે.

"૧૭ અને ૧૯ના ખાનાની બાકી રહેતી ચોકખી કરને પાત્ર રકમ" એટલે આપણે ખાનું ૧૯મું "મિલ્કત ખાલી રહેવાથી મજરે માગેલી રકમ" એમ વાંચીશું.

**મિલ્કત ખાલી રહેવાથી મજરે માગેલી રકમ:**-

વર્ષની આવક ગણાશે. હવે જો તમારૂં આખું મકાન વરસમાં થોડો વખત ખાલું પડી રહ્યું હશે તો તેટલા વખતના પ્રમાણમાં તમને રકમ મજરે મળશે અને તે રકમ નીચે પ્રમાણે ત્રીરાશીથી સોધી કઢાશે.

આખું વરસ : ખાલી પડી રહ્યું હોય તેટલો વખત. : : ખાના ૧૭ માં જણાવેલ આવક. : (?)

**દ્રષ્ટાંત**:—એક મકાનની વાર્ષિક ચોકખી આવક રૂ. ૨૦૦૦ની છે. એટલે ખાના ૧૭માં રૂ. ૨૦૦૦ની રકમ આવે છે. હવે જો તે મકાન ત્રણ મહીના ખાલી પડી રહ્યું હોય તો નીચે પ્રમાણે ત્રીરાશી મૂકો

વર્ષ વર્ષ

૧ : $\frac{૩}{૧૨}$ : : : ૨૦૦૦ : [ ? ] = ૨૦૦૦ × $\frac{૩}{૧૨}$ = રૂ. ૫૦૦, રૂ. ૫૦૦ મજરે મળશે એટલે આવક રૂ. ૧૫૦૦ની ગણાશે. આ રૂ. ૫૦૦ ખાના ૧૯માં મુકવાના છે.

પરંતુ જો એકજ મકાનના જુદા જુદા ભાગ કરી તે મકાન જુદા ભાડુઆતોને આપવામાં આવતું હશે તો તે ભાગો પૈકી કોઇ પણ ભાગ જેટલો વખત ખાલી રહેશે તેટલા વખતનું તેટલા ભાગનું ભાડું મજરે મળશે. તે શોધવા માટે આખા મકાનના પ્રમાણમાં દરેક ભાગની શું વાર્ષિક આવક થશે તે કાઢો. અને પછી તે ભાગ જેટલો વખત ખાલી પડી રહ્યો તેટલો વખત પુરતું ભાડું ઉપરની ત્રીરાશીથી શોધી કાઢો. તે રકમ તેટલા ભાગ માટે મજરે મળશે.

દ્રષ્ટાંત:—એક મકાનના પાંચ સરખા ભાગ કરવામાં આવ્યા છે. તેનો એક ભાગ ત્રણ મહીના ખાલી રહ્યો, બીજો ભાગ બે મહીના ખાલી રહ્યો, ત્રીજો ભાગ ૭ મહિના ખાલી રહ્યો, ચોથો ભાગ ચાર મહિના અને પાંચમો ભાગ આખું વરસ ખાલી રહ્યો. તે મકાનની ચોકખી આવક ખાના ૧૭ મજબ રૂ. ૩૦૦૦ ની છે.

તો કેટલી રકમ મજરે મળશે. મકાન પાંચ ભાગમાં વેચાએલું છે એટલે દરેક ભાગની વાર્ષીક આવક રૂ. ૬૦૦ થાય, આમાં એક તો સદંતર ખાલી રહ્યો એટલે તેના રૂ ૬૦૦) મજરે મળશે. બીજો ભાગ ત્રણ મહિના ખાલી રહ્યો એટલે તેના ૬૦૦×$\frac{૩}{૧૨}$=૧૫૦, ત્રીજો ભાગ બે મહીના ખાલી રહ્યો એટલે તેના ૬૦૦×$\frac{૨}{૧૨}$=૧૦૦, ચોથો ભાગ છ મહિના ખાલી રહ્યો એટલે તેના ૬૦૦×$\frac{૬}{૧૨}$=૩૦૦ છેલ્લો ભાગ ચાર મહિના ખાલી રહ્યો એટલે તેના ૬૦૦×$\frac{૪}{૧૨}$=૨૦૦ કૂલ ૬૦૦+૧૫૦+૧૦૦+૩૦૦+૨૦૦=૧૩૫૦ મજરે મળશે. આ રકમ ખાના ૧૯માં મૂકવાની છે.

નોટ :—આ ઉપરથી જણાશે કે મકાન ખાલી રહ્યું હોય કે ભાડુઆતને અપાયું હોય તો પણ ખાના ૧૦માં તો જે ભાડું ઉપજાવી શકાય તે લખવાનું છે. પછી તેમાંથી ૧૧ થી ૧૬ ખાનાની રકમો બાદ કરવાની છે. અને જે રહે તે કરને પાત્ર ચોકખી વાર્ષિક આવક સમજવી. જો મકાન સદંતર ખાલી હશે તો તે તમામ રકમ મજરે મળશે અને એક પાઇનો પણ ટેક્ષ ભરવો પડશે નહિ. જો મકાન કે તેનો થોડો ભાગ થોડા વખત માટે ખાલી હશે તો તેટલા ભાગ પુરતી રકમ મજરે મળશે. પરંતુ તે રકમ ખાના ૧૯ માં લખવાની છે.

**ખાના ૧૦ માં તો જો મકાન ભાડુઆતને અપાય તો વાર્ષીક કેટલું ભાડુ ઉપજી શકે તે ભાડું લખવાનું છે.** કેટલું ઉપજ્યુ તે જોવાનું નથી. કેટલું ઉપજી શકે તે જોવાનું છે. ખાલી પડી રહેલ મકાનને માટે રકમ ખાના ૧૯ માં મજરે મળશે.

ખાનું ૨૦ મું :—ખાના ૧૭ માંથી ખાનું ૧૯ બાદ કરતાં જે રહે તે કૂલ ચોકખી ટેક્ષને પાત્ર આવક સમજવી અને તે ખાના ૨૦ માં મૂકવાની છે.

ખાના ૨૦ માં જે રકમ આવશે તે રકમ "મિલ્કતની" આવક

ગણાશે અને તે રકમ ફોર્મના વિભાગ ૧ માં "અ" ભાગમાં "મિલ્કત" ના મથાળામાં કોલમ બીજામાં મૂકવાની છે.

હવે મુખ્ય વસ્તુ એ છે કે એક મકાનના માલીક એકથી વધુ માણસ હોય તો દરેકને કઇ રીતે ટેક્ષ ભરવાનો ? આ સવાલ બે રીતે વિચારવાનો છે.

[૧] જ્યારે મકાનમાં દરેકનો કેટલામો ભાગ છે તે નીયત થએલું હોય.

[૨] જ્યારે મકાનમાં દરેકનો ચોક્કસ કેટલામો ભાગ છે તે નીયત [નક્કી] ન થએલ હોય.

પહેલા કેસમાં આખા મકાનની જે આવક આવી તે દરેક માણસના ભાગ પૂરતી વહેંચી નાખવી. અને પછી તે આવક સહુ સહુની જુદી આવક ગણાશે અને સહુએ ફોર્મ ભરતી વખતે તે આવક તેમની ગણવી. દાખલા તરીકે એક મકાનના ચાર સરખા ભાગીદાર છે. તેની આવક રૂ. ૨૦૦૦ની છે. તો કોઇએક શક્ષને આખા મકાનની આવકનો ટેક્ષ ભરવો પડશે નહિ. પરંતુ તે આવક ચાર ભાગીદારો વચ્ચે વહેંચી દેવામાં આવશે એટલે દરેકને ભાગ રૂ. ૫૦૦] આવે અને તે પ્રમાણે દરેકની રૂ. ૫૦૦] "મિલ્કતની" આવક ગણાસે અને તે દરેક ભાગીદાર પોતાને ભરવા પડતા ફોર્મમાં "મિલ્કતના" મથાળામાં બતાવશે. પરંતુ જો તે મકાનના ભાગીદારોના ભાગ ચોકકસ નહી હોય તો આખા મકાનની આવક ઉપર ભાગીદારોની એસોસીએશન ગણી તે પ્રમાણે ટેક્ષ લેવાશે કારણ કે તે આવક ભાગ નકકી ન હોવાથી ભાગીદારોમાં વહેંચી શકાય તેમ નથી.

દાખલા તરીકે એક મકાનના ત્રણ માલિકો છે. પરંતુ તેમના તે મકાનમાં ભાગ નક્કી નથી. જો હવે તે મકાનની કૂલ આવક રૂા.

૩૦૦૦) ની થાય તો તે કૂલ આવક ઉપર ટેક્ષ લેવાશે એટલે $\frac{3}{4}$×૩૦૦૦—૧૧૨૫=૨૨૫૦—૧૧૨૫ આ.=૭૦ રૂ. ૫ આ. ટેક્ષ ભરવો પડશે. પરંતુ જો તે ત્રણે ભાગીદારોના ભાગ નક્કી થએલ હોય એટલે ધારો કે તેમના સરખા ભાગ હોત તો તે આવક ત્રણ જણ વચ્ચે વહેંચી દેવામાં આવત. એટલે દરેકને ફાળે રૂ. ૧૦૦૦ ની આવક આવે તે આવક સહુ સહુની જુદી જુદી ગણાય. અને જો મજકુર શખસોને બીજી કોઈપણ આવક ન હોય તો બીલકુલ ટેક્ષ ભરવો પડે નહિ કારણ રૂ. ૨૦૦૦) સુધી ટેક્ષ માફ છે. આવી રીતે રૂ. ૭૦—૫ આ. નો બચાવ થાય.

આ ઉપરથી જણાશે કે જે મકાનના એકથી વધુ માલીકો છે તેમને મકાનમાં સહુ સહુના ભાગો નક્કી કરી દેવામાં ટેક્ષ માટે ફાયદો થવા સંભવ છે. પરંતુ આ હંમેશાં ફાયદાકારક નથી. કોઈક વાર ભાગ નક્કી કરવાથી નુકશાન પણ થવા સંભવ છે.

## દૃષ્ટાંત

એક મકાનના ત્રણ ભાગીદારો છે. તે મકાનની વાર્ષિક આવક રૂ. ૨૦૦૦) ની છે. દરેક ભાગીદારની આ મકાન સિવાયની આવક રૂ. ૨૦૦૦) ની છે. હવે જો તે મકાનમાં સહુ સહુના ભાગ નક્કી હોત એટલે કે એકનો અડધો ભાગ અને બીજા બેનો ચોથો ચોથો ભાગ તો દરેકને ભાગે રૂ. ૧૦૦૦, ૫૦૦, અને ૫૦૦ એમ મકાનની આવક આવત અને તે બીજી આવકમાં ઉમેરતાં દરેકને રૂ. ૩૦૦૦, ૨૫૦૦ અને ૨૫૦૦ ઉપર ટેક્ષ ભરવો પડત એટલે કે ૭૦ રૂ. ૫ આ, ૪૬ રૂ. ૧૪ આ, અને ૪૬ રૂ. ૧૪ આ. ટેક્ષ ભરવો પડશે. પરંતુ જો તે મકાનમાં ત્રણેના ભાગ નક્કી નહોત તો દરેકને રૂ. ૨૦૦૦) ઉપર અને મકાનની આવક ત્રણે ભાગીદારોના સમુહની આવક ગણી રૂ. ૨૦૦૦ ઉપર ટેક્ષ લેવાત. પરંતુ બે હજાર સુધી ટેક્ષ માફ છે. એટલે એકને ટેક્ષ ભરવો પડશે નહિ આવી રીતે મકાનમાં

ભાગ નક્કી કરવાથી ફાયદો પણ થાય અને નુકશાન પણ થાય.

આવી રીતે આપણે "મિલ્કતનું" ખાનું ભરવાનું છે. હવે આપણે ખાનું ૪ "વેપાર, ધંધો, રોજગાર અથવા હુન્નર કામ"નું ખાનું કઇ રીતે ભરવું તે જોઇએ.

## વેપાર, ધંધો, રોજગાર અથવા હુન્નરકામ

આમાં વેપાર, તેમજ ધંધો રોજગાર વિગેરે તમામનો સમાવેશ થાય છે. એક ડૅાકટર અથવા વકીલ પોતાના ધંધા ઉપરાંત વેપાર કરતો હોય તો ડૅાકટરી લાઇનથી અથવા વકીલાતથી જે આવક થાય તેની અંદર આ બીજા વેપારની આવક પણ બતાવવાની છે. ચોપડા જો વેપારી રીતથી રાખવામાં આવતા હોય અને તેમાંથી નફો નુકશાન કાઢવાની રીત હોય તો નફા નુકાશાનનું ખાતું અને વાર્ષિક સરવૈઆની નકલ સાથે મોકલાવી જોઇએ. અને જો ચોપડા બીજી ઢબથી રાખવામાં આવતા હોય તો કેવી રીતે રાખવામાં આવે છે તેનું જુદા કાગળ ઉપર વર્ણન આપવું. અને તેની સાથે નફા નુકશાનનું ખાતું પાડી તે ખાતું મોકલવું. અને કંપનીની બાબતમાં ઓડીટરનો રીપોર્ટ સાથે મોકલવો. હવે જો ચોપડા રીતસર ના હોય તો નફા નુકશાનનું ખાતુ હોય છે તે ખાતાની નકલ મોકલવાની. ખાતાની અંદર વિગત હોતી નથી પરંતુ પાનાં જ ટાંકેલાં હોય છે. એટલે તે જ ખાતામાંથી વિગતવાર સરવઇયાના રૂપમાં તારવી હિસાબ મોકલવો. હવે ડાકટર અથવા વકીલ પોતાના ધંધા ઉપરાંત વેપાર પણ કરતો હોય અને રીતસરના ચોપડા ન રાખતો હોય તો નીચે પ્રમાણે હિસાબ લખી સાથે મોકલી દેવો.

### નમુનો

ડાકટર સન્મુખરામના સંવત ૧૯૯૪ ની સાલનો નફા નુકશાનનો હિસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૦૦૦] | ફીના આવ્યા તે | ૩૦૦] | ડીસ્પેન્સરીના ભાડાના |
| ૧૫૦૦] | સોભાગચંદ્ર કું. ના ત્યાં જમે પડેલી રકમના વ્યાજના. | ૩૦૦] | કમ્પાઉન્ડરના પગારના |
| | | ૩૦૦] | બીજા નોકરોના પગારના |
| | | ૩૦૦] | દવા તથા ટેક્ષ વિગેરેના ખર્ચના. |
| ૧૩૦૦] | બિદરીચંદના વ્યાજના | | |
| ૧૨૦૦] | દવાની દુકાનના નફાના | ૩૦૦] | દવાની દુકાનના ભાડાના તથા નોકરના. |
| ૭૦૦૦] | | ૨૦૦] | દવાની દુકાનમાં રોકેલ મુડીના વ્યાજના (મુડી જો બ્રિટીશ હિંદ બહારની હોય તો તે વ્યાજ ઉપર ટેક્ષ ભર્યો હશે તોજ રકમ મજરે મળશે. જો વ્યાજનો ઇન્કમટેક્ષ પ્રકરણ પેલા મુજબ નહી અપાયો હોય તો આ ગણત્રીમાં ઇન્કમટેક્ષ મજરે મળશે નહિ.) |
| | | ૨૦૦] | અમુલખ પાસે રૂ. ૨૦૦] લહેણા હતા. પરંતુ વસુલ થઇ શકે તેમ ન હોવાથી ઉધાર. |
| | | ૧૯૦૦] | |

વેપાર માટે ફરનીચર વિગેરે જે રાખ્યું હોય તેનો ઘસારો મજરે લેવાનો વિચાર હોય તો તે ઉપરના હિસાબમાં બતાવવાની જરૂર નથી. કારણ કે ફોરમમાં વિભાગ ૪ માં તે રકમ બાદ કરવાને માટે જણાવેલી છે.

હવે વેપારમાંથી અને ધંધાની આવકમાંથી શું શું વધારે બાદ કરી શકાય તે ચોથા પ્રકરણમાં જુદું બતાવેલ છે. અને તે પ્રકરણમાં બાદ કરવાના જે આઇટેમો બતાવ્યા છે તેમાંથી "ઘસારા" સિવાયનાં તમામ આઇટેમો ચોપડામાં સરવૈયું કાઢતી વખતે ઉધારવાં. વેપાર અને ધંધાનું ખાનું "અ" ભાગમાં ભરતાં પહેલાં વિભાગ ૪ અને ૫ ભરવાનો છે. અને ચોથા વિભાગમાં સરવાળે જે નફો કે નુકશાન રહે તે પહેલા વિભાગમાં લઇ જવાનું છે. નફો હોયતો બાકીની આવક સાથે તેનો સરવાળો કરવો. નુકશાન હોયતો બાદબાકી કરવી. હવે વિભાગ ૪ અને ૫ કઇ રીતે ભરવો તે જોઈએ.

## વિભાગ ૪

તમારી વેપાર ધંધાની જે કૂલ વાર્ષીક આવક હોય તેમાંથી પ્રકરણ ૪માં જણાવ્યા મુજબ "ઘસારા" સિવાયનાં આઇટેમો બાદ કરતાં જે નફો અથવા નુકશાન રહે તે "નફા નુકશાન ખાતા ( અથવા નફા નુકશાન ખાતા જેવી યાદી ) પ્રમાણે તા.
ને દિવસે પુરા થતા વરસનો નફો " એવું જે ખાનું છે. તે ખાના સામે તેને મૂકો. હવે જો આ રકમ નફો હોયતો તેની નીચેની ૧૭ વિગતોથી જણાવેલી રકમો ઉમેરવાની છે. અને જો નુકશાન હોયતો બાદ કરવાની છે.

૧:— ઉપર દર્શાવેલી આવકમાં નહીં સમાએલો નફો કે આવક.

૨:— કળ ખાધ માટે અનામત કાઢેલી રકમ:—ધાલખાત પડશે એમ ધારીને અનામત તરીકે રકમ નફા તોટાના સરવૈયામાં ઉધારી હોય તો તે રકમ અહીં ઉમેરવાની છે. જો ભવિષ્યમાં ધાલખાત પડશે તેમ ધારી અનામત તરીકે રકમ નહિ ઉધારેલ હોયતો અહીં કંઇ ઉમેરવાનું નથી.

નોટ:— જે ધાલખાત પડેલી હશે અને તે હિસાબે રકમ

ઉધારી હશે તેતો પ્રકરણ ૪માં જણાવ્યા મુજબ મજરે મળશે. વળી જે લેણા માટે શંકા છે તે લેણા માટે પણ જેટલી શંકા છે તેટલી રકમ ઉધારી હશે અને જો તે ઇન્કમટેક્ષ ઓફીસર મંજુર રાખશે તો તે રકમ પણ મજરે મળશે. પરંતુ ભવિષ્યમાં અમુક ધાલખાત પડશેજ તેમ માનીને અમુક રકમ ઉધારી હોય તો તે રકમ કાયદેસર મજરે મળી શકતી નથી. માટે તે રકમ ફરી અહીં ઉમેરી દેવી. જો કોઈ નોકર તમારી દુકાનેથી ચોરી કરી નાસી ગયો હોય તો તે રકમ મજરે મળશે માટે તેવી રકમ ફરી ઉમેરવાની નથી.

૩:– પ્રોવીડન્ટ ફંડ ખાતે કે બીજા ફંડ ખાતે અનામત રાખેલી રકમ:–અહીં ચોકખો નફો કાઢતી વખતે કંપની તથા વેપારીઓ પ્રોવીડન્ટ ફંડ ખાતે કે તેવાંજ બીજાં ફંડ ખાતે અનામત જે રકમ કાઢી હોય તે ઉધારી દેછે. પરંતુ ઈન્કમટેક્ષમાંથી તે રકમ મજરે મળતી નથી- એટલે તે રકમ જો ઉધારી હોય તો ફરીને અહીં ઉમેરી દેવી.

૪:–અનામત કાઢેલી અથવા બીજા ફંડ માટે રાખેલી રકમ ઉપર વ્યાજ:— આ વ્યાજ ઇન્કમટેક્ષ માટે મજરે મળતું નથી. માટે તેવી રકમ સરવૈયામાં ઉધારી હોય તો અહીં ઉમેરવાની છે. નહિતર નહી.

૫:– ધર્માદા તથા બક્ષીસ તરીકે આપેલી રકમો:–આ રકમો પણ મજરે મળતી નથી. માટે જો ઉધારી હોયતો અહીં લખી ઉમેરવાની છે.

૬:– થાપણ અથવા મુડી પાછળ ખરચાએલી રકમો:–આવી રકમો ખર્ચ ખાતે ઉધારવાની વેપારીઓની રીત છે. દાખલા તરીકે દુકાનમાં એક મશીન લાવ્યું તો ખર્ચ ખાતે લખી ઉધારવામાં આવે છે પરંતુ આ રકમ મજરે મળતી નથી. ફક્ત તેનો ઘસારોજ દર વરસે મજરે મળે છે. માટે તેવી ઉધારેલી રકમ અહીં લખી ઉધારવાની છે.

૭:–ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ:– ચોકખી આવક બતાવવામાં આ ટેક્ષની રકમ મજરે મળતી નથી. માટે તે રકમો ઉધારી હોયતો અહીં ઉમેરવાની છે.

૮:– માલીક અથવા ભાગીદારોએ કરેલા ઉપાડ:–પેઢીમાંથી માલીક અથવા ભાગીદાર પોતાના અંગત ખર્ચ માટે જે રકમનો ઉપાડ કરે તે મજરે મળતો નથી. છતાં તેવી રકમો ખર્ચ ખાતે ઉધારવામાં આવી હોય તો તે રકમ અહીં લખી ઉમેરવાની છે.

૯:– માલીક અથવા ભાગીદારોએ લીધેલો અથવા તેમના ખાતે જમા કરેલો પગાર, દલાલી, મુડી ખાતા અથવા લોન ખાતા પર માલીક અથવા ભાગીદારોને અપાયેલું વ્યાજ:–ઉપર આપણે પ્રકરણ ૪થામાં જોયું કે ચોકખી આવક ગણતાં પગાર, દલાલી તથા વ્યાજની રકમ મજરે મળશે. પરંતુ આમાં એક અપવાદ છે. તે એકે ભાગીદારોને અથવા માલીકને પગાર, દલાલી તથા વ્યાજના રૂપમાં કંઇ રકમ આપવામાં આવશે તો તે રકમ મજરે મળશે નહિ. એટલે પેઢીના નફાતોટાના સરવૈયામાં આ રકમો ઉધારવાની નથી. છતાં વ્યાજના ખાનામાં ભાગીદારોએ અથવા માલીકે રોકેલ મુડીનું વ્યાજ ઉધારવામાં આવ્યું હોય તો અહીં લખવું; કારણ કે તે રકમ મજરે મળવાની નથી. આવા વ્યાજની પગારની અથવા દલાલીની રકમ ધણીની સ્વતંત્ર આવક ગણી તેના ઉપર ફરી ટેક્ષ લેવાશે નહિ તે ખ્યાલમાં રાખવાનું છે. આનુ વિવેચન આગલા પ્રકરણમાં કર્યું છે. એટલે એવી રકમ જો ઉધારી હોયતો અહીં લખવી.

૧૦:—માલીકીના અને વપરાતી મિલ્કતનું ભાડું:–આપણે પ્રકરણ ૪ માં જોયું કે વેપારની ચોકખી આવક કાઢતાં વેપાર માટે વપરાતા મકાનના ભાડાની રકમ બાદ કરવાની છે તે મકાન માલીકનું હોય તો પણ તેની ભાડાની રકમ બાદ કરવાની છે. એટલે નફાતોટાના સરવૈયામાં ઉધારવાની છે. વળી આપણે ઉપર જોયું કે જે

મકાન વેપાર માટે વપરાતું હશે તેની આવક "મિલ્કત"ના મથાળામાં ગણાશે નહિ. આવી રીતે ઘરધણીને બમણો ફાયદો થાય. એક તો "મિલ્કત"ના મથાળામાં વેપાર માટે વપરાતા મકાનની આવક ગણાય નહિ. અને વળી વેપારના નફામાં તે રકમ મજરે મળે. માટે ઠરાવવામાં આવ્યું છે કે જો મકાનનો માલીક તેજ મકાનમાં વેપાર કરતો હોય અને તે હિસાબે તે મકાનનું ભાડું પ્રકરણ ૪ માં જણાવ્યા મુજબ ઉધાર્યું હોય તો તેટલું ભાડું અહીં લખવાનું છે. જો ભાડાની રકમ નફાતોટાના સરવૈયામાં ઉધારી ન હોય તો અહીં લખવી નહી.

૧૧:—વેપારની કોઈપણ મિલ્કતમાં કરેલો વધારો:–આ વધારો મજરે મળતો નથી. માટે સરવૈયામાં ઉધાર્યો હોય તો અહીં લખવો.

૧૨:—ફેરફાર અથવા સુધારાનો ખર્ચ:–આ ખર્ચ પ્રકરણ ૪ માં જણાવ્યા પુરતોજ મજરે મળે છે. વધારે લખ્યો હોય તો અહીં લખવાનો છે.

૧૩:—પાછલા વરસોમાં ગએલી ખોટ:–પાછલા વરસોમાં ગએલી ખોટ અત્યારસુધી મજરે મળતી નહતી. હવેથી તે ખોટ આગલા વરસોના નફામાં આગળ જણાવ્યું તે મુજબ મજરે મળશે. એટલે તેવી ખોટ જો ઉધારી હોય તો અહીં લખવાની છે.

૧૪:—વેપારમાં વપરાતી કોઇપણ મિલ્કતની કીંમતમાં ઘટાડો:– આ ઘટાડો મજરે મળશે નહિ. એટલે તે રકમ સરવૈયામાં ઉધારી હોય તો તે હિસાબે ઉધારેલી રકમ અહીં લખવી.

૧૫:—ખાનગી અથવા અંગત ખર્ચ:–આ ખર્ચ મજરે મળતું નથી. માટે સરવૈયામાં જો ઉધાર્યું હોય તો અહીં લખવું.

૧૬:—વેપાર, ધંધા અને રોજગાર માટે જ નહિ કરેલો ખર્ચ:– આવો ખર્ચ મજરે મળતો નથી માટે સરવૈયામાં જો ઉધારેલ હોય તો અહીં લખવો.

૧૭:—૧૯૨૨ ના ઇન્કમટેક્ષ એક્ટની કલમ ૧૦ ની રૂએ મજરે નહીં મળે તેવું બીજું જે ખર્ચ હોય તે.

આની અંદર નીચેની વસ્તુઓનો ખાસ સમાવેશ થાય છે.

૧:—વેપારની આવક ઉપર ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ સિવાય બીજો કોઇ ટેક્ષ લેવાતો હોય તો તે ટેક્ષની રકમ.

(૨) પ્રકરણ ૪ માં નોકરોના પગાર મજરે મળે છે તેમ જણાવ્યું છે. પરંતુ જે નોકર બ્રિટીશ હીંદ બહારનો રહીશ છે તેના પગારમાંથી ટેક્ષ માટે ૦—૨—૬ કાપી લીધા નહી હોય અથવા મજુર શક્ષનો કોઇ એજન્ટ બ્રિટીશ હીંદમાં નહી હોય તો તેવા પગારની રકમ.

(૩) વેપારમાં રોકેલ મુડીનું વ્યાજ પ્રકરણ ૪ માં જણાવ્યા મુજબ મજરે મળે છે. પરંતુ જો તે વ્યાજ બ્રિટીશ હીંદ બહારના માણસને અપાતું હોય તો તેમાંથી વ્યાજ આપનારે ટેક્ષના ૦—૨—૬ પ્રમાણે રકમ કાપી લેવી. જો કાપી લીધેલ નહી હોય અને મજકુર શખસનો બ્રિટીશ હીંદમાં એજન્ટ નહી હોય તો તેવી વ્યાજની રકમ.

આ રકમો કલમ ૧૦ મુજબ મજરે મળતી નથી. છતાં સરવૈયામાં ઉધારી હોય તો અહીં લખવાની છે. પરંતુ જે મુડી તેજ પેઢીની બ્રિટીશ હીંદ બહારની શાખામાં વપરાય છે અથવા જે નોકરો બ્રિટીશ હીંદ બહારની શાખામાં જ નોકરી કરે છે તેમને માટે ઇન્કમટેક્ષના ૦—૨—૬ કાપવાનું છે નહિં. એટલે તેવા સંજોગોમાં આ રકમ મજરે મળશે. એટલે તે ઉધારી હોય તો બરાબર છે. અને તે અહીં લખવી નહી.

હવે આ પ્રમાણે નફો હોય તો ઉપર જણાવેલ સત્તર આઇટેમો ઉમેરવી અને નુકશાન હોય તો બાદ કરવી. તે કરતાં જે રહે તેમાંથી નીચેની રકમો બાદ કરવાની છે.

૧:—જેના ઉપર કર લાગુ પડતો નથી તેવો નફો અથવા

આવક:—કઈ આવક ટેક્ષને પાત્ર નથી. તે આપણે પ્રકરણ ૬ઠ્ઠામાં જોયું છે. તેવી કોઈ આવક સરવૈયામાં જમે થઈ હોય તો અહીં બાદ કરવા માટે લખવી.

૨:—કર મુક્ત સીકયુરીટીઝનું વ્યાજ:—ધંધા અર્થે જામીનગીરીઓ લીધેલી હોય અને તેના વ્યાજની આવક જો ઉપર બતાવી હોય તો અહીં જેટલી જામીનગીરીઓ કર મુક્ત છે તેનું વ્યાજ અહીં બાદ કરવાનું છે. પરંતુ જે માણસ વેપારમાં જામીનગીરીઓ ખરીદતો નથી. તે તો તેની જામીનગીરીઓના વ્યાજનો આવક વિભાગ ૧ ના "અ" ભાગમાં કલમ ૨ માં બતાવશે. તેવાને માટે આ કર મુક્ત સિકયુરીટીનું વ્યાજ અહીં કાપવાનું નથી. તેને તો તે રકમ વિભાગ ૨ ની કલમ ૫માં લખવાની છે. પરંતુ જે વેપારી છે અને વેપાર માટે જામીનગીરીઓ ખરીદે છે તે તેનું વ્યાજ વિભાગ ૧ની કલમ ૨માં બતાવશે નહિ. પરંતુ વિભાગ ૪ માં દર્શાવશે. અને તેને જ કર-મુકત સીકયુરીટીનું વ્યાજ અહીં કાપવાનું છે, તેવા વેપારીને વિભાગ ૨ ની ૫મી કલમમાં તે વ્યાજ મૂકવાનું નથી. આ વેપારીની અને વેપારી ન હોય તેની કરમુકત જામીનગીરીના વ્યાજ માટેનો તફાવત છે તે ખ્યાલમાં રાખવું.

ઘસારો:—પ્રકરણ ૪માં ઘસારા માટે આપણે લંબાણ વિવેચન કર્યું છે. આ ઘસારાની રકમ સરવૈયામાં ઉધારવાની નથી આ ઘસારાની રકમ આવકમાંથી બાદ કરવા માટે લખવાની છે. અને તે માટે વિભાગ ૫નું ફોર્મ પહેલાં ભરવાનું છે.

## વિભાગ ૫

આ વિભાગ ૫ નું ફોર્મ તદ્દન સહેલું છે અને દરેક માણસ ભરી શકે તેમ છે માટે તેનું વિવેચન અહીં આપતા નથી. અહીં એટલું જ જોવાનું કે આ વરસ માટે મશીનરી, પ્લાન્ટ, કે મિલ્કતની જે મૂળ કિંમત હશે તેના

ઉપર ઘસારો મળશે. આ વરસ માટે "લખી નાખેલી (રીટન ડાઉન વેલ્યુ)" ઉપર ઘસારો મેળવવાનો નથી. એટલે ખાના ૨ માં જે મૂળ કિંમત લખાશે તે જ રકમ આ વરસ માટે ખાના ૬માં લખવી. અને પછી ખાના ૭ માં જે મુકરર કરેલો દર છે તે લખવો. અમુકના મુકરર કરેલા દરો અમો નીચે આપીએ છીએ. આ દર પ્રમાણે ગણતાં જે ઘસારાની રકમ થાય તે ખાના ૮ માં લખવી. તે રકમ ઘસારા તરીકે મજરે મળશે અને તે જ બાદ કરવાની છે.

દષ્ટાંતઃ—એક મોટરની કીંમત રૂ. ૨૦૦૦૦ ની છે. તેના ઉપર ૧૫ ટકા મુકરર દર છે. એટલે આ વરસે ખાના ૨ માં રૂ. ૨૦૦૦૦ મૂકવાના. ખાના ૬માં પણ રૂ. ૨૦૦૦૦ મૂકવાના. મુકરર કરેલા દર ૧૫ ટકા ખાના ૭ માં મૂકવો. ઘસારા તરીકે પંદર ટકા પ્રમાણે ગણતાં રૂ. ૩૦૦૦ થાયતે રકમ ખાના ૮ માં મૂકવી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે અત્યાર સુધી જે ઘસારો મળ્યો હોય તે રકમ તથા ખાના ૮ની રકમ મુળ કીંમત કરતાં વધવી જોઈએ નહીં. નહિતર આઠમા ખાનામાં તેટલી રકમ ઓછી મજરે મળશે. દાખલા તરીકે ઉપર જણાવેલ મોટર ઉપર અત્યાર સુધી ૧૮૦૦૦ મળી ગયા હોય તો તે સાથે રૂ. ૩૦૦૦) મળતાં રૂ. ૨૧૦૦૦ થાય તે મૂળ કિંમત કરતાં વધી જાય એટલે રૂ. ૩૦૦૦) મજરે ન મળતાં ઘસારાના રૂ. ૨૦૦૦) જ મજરે મળશે.

પરંતુ આ વર્ષ એટલે ૧૯૩૮–૩૯ની આવકનો જેમાં ટેક્ષ આપવાનો છે તે વર્ષ પછી તો ઘસારો "લખી નાખેલી (રીટન ડાઉન)" વેલ્યુ ઉપર અપાશે. અને તે કેવી રીતે કાઢવી અને ઘસારો કઈ રીતે માગવો અને ઘસારા જેટલો નફો ન હોય તો આગળ ને આગળ કઇ રીતે મજરે લેવો વિગેરે તમામ હકીકત આગળ આપણે પ્રકરણ ૪ માં વિસ્તારથી જોઇ છે. માટે વાંચનારે તે જોઇ લેવું.

અહીં અમુક ચીજો ઉપર ઘસારાનો મુકરર દર શું છે તે આપીએ છીએ.

| મશીનરી, પ્લાન્ટ, ફરનીચર અને મકાનોની વિગત. | દર | શેરો. |
|---|---|---|
| ૧ મકાનો. | ટકા. | |
| (i) પ્રથમ વર્ગના મજબુત મકાનો. | ૨½ % | જ્યારે મકાન કેમીકલ વર્કસ, સાબુના કારખાના માટે, મીણબત્તીના કારખાના માટે, તથા ચામડાના અને કાગળના કારખાના માટે વપરાતા હશે ત્યારે આનાથી ડબલ દરથી ઘસારો કાપી આપવામાં આવશે |
| (ii) જરા ઓછાં મજબુત મકાનો. | ૫ % | |
| (iii) લાકડાનાં થોડા વખત માટે ઉભા કરેલાં મકાનો | ૧૦ % | |
| ૨ મશીનરી, પ્લાન્ટ અને ફરનીચરનો જનરલ દર પરંતુ | ૫ % | |
| (i) આટાની મીલમાં, ચોખાની મીલમાં, લાકડા કાની મીલમાં, ખાંડના કારખાનામાં, બરફના કારખાનામાં, ગેસના કારખાનામાં, દીવાસળીના કારખાનામાં તથા ડીસ્ટીલરીઝમાં મશીનરી તથા પ્લાન્ટ વપરાતું હોય તો | ૬¼ % | |
| (ii) કાગળ, સ્ટ્રોબોર્ડ, શા અને રોડ મીલમાં, વહાણ બાંધકામના તથા એન્જીનીઅરીંગના કારખાના માટે, લોઢા તથા પિત્તળના કારખાના માટે, ઇલેક્ટ્રીકલ એન્જીનીઅરીંગ વિગેરે માટે મશીનરી અથવા પ્લાન્ટ વપરાતું હશે તો | ૭½ % | |
| (iii) વેજીટેબલ ઘી બનાવવા માટે, ચશ્મા કાચની ફેકટરીઓ માટે, કોન્ક્રીટની | ૧૦ % | |

| | |
|---|---|
| પાર્ટ્સ બનાવવા માટે વપરાતા ફરનીચર અને પ્લાન્ટ ઉપર | |
| હોટેલ અને બોર્ડીંગ હાઉસમાં વપરાતા ફરનીચર ઉપર........................ | ૧૭½ % |
| કોમ્પોઝીટર્સ, ટાઇપરાઇટર્સ વિગેરે ઉપર | ૧૦ % |
| હોઝીઅરીના કારખાનામાં વપરાતાં સીવવાનાં અને ગુંથવાના મશીન ઉપર | ૧૦ % |
| કેન્વાસ અને ચામડાના કામમાં વપરાતાં સીવવાનાં મશીન ઉપર | ૧૨½ % |
| ધંધાના કામ માટે વપરાતી મોટર ઉપર | ૧૫ % |
| કોલ્હુ અથવા બેલાન ઉપર | ૧૫ % |
| મોટરટેક્ષી, લોરી અને બસ ઉપર | ૨૦ % |
| સાકરના કારખાનામાં વપરાતી ચીજો ઉપર | ૫ થી ૧૦ % |
| એર ક્રાફ્ટ ઉપર | ૨૫ % |
| એર એન્જીન ઉપર | ૩૩⅓ % |
| એરોપ્લેન માટે વપરાતાં ફોટોગ્રાફીક એપેરેટસ ઉપર | ૨૦ % |
| ઇલેક્ટ્રીકલ મશીનરી ઉપર | ૨।।૨૦ |
| તેલ બનાવવામાં ઉપયોગમાં આવતી મશીનરી ઉપર | ૫ થી ૧૦ % |
| વહાણો બનાવવામાં વપરાતી મશીનરી વિગેરે ઉપર | ૫ થી ૧૦ % |

આ રીતે ઘટાડો નક્કી કર્યો.

હવે આપણે ઉપર જણાવેલા નફા ગણતાં ગણત્રીમાં નહીં લીધેલો બીજો ખર્ચ થયો હોય તે બાદ કરવાનો છે. દાખલા તરીકે એક મકાન તમારી માલીકીનું છે તેમાંજ તમો રહો છો. અને તેજ મકાનના ભાગમાં ધંધો ચલાવો છો. તમોએ આખા મકાનનો વીમો ઉતરાવ્યો છે. પરંતુ ધંધા માટે વપરાતા ઘરની આવક લખવાની નથી. એટલે તેના વીમાની રકમ પણ વિભાગ ૬ માં મજરે મળશે નહિ. એટલે આ વિમાની રકમ પ્રકરણમાં જણાવ્યા મુજબ નફા તોટાના સરવૈયામાં ઉધારવાની છે. પરંતુ તેવી રીતે ન ઉધારેલ હોય તો અહીં તે રકમ બાદ કરવા માટે લખવી. વળી વકીલોને બાર એસોસીએશન ફી, લાયબ્રેરી ફી, ચેમ્બરનું ખર્ચ, ગુમાસ્તા ખર્ચ કાગળ ટાઈપ વિગેરેનું ખર્ચ જે મજરે મળશે તે જો આગળ ઉધાર્યું નહોય તો અહીં વિગત આપવી. અને બાદ કરવું. આ પ્રમાણે દુકાનમાં ધંધાને લગતા કામ માટે જે કાંઇ પરચુરણ ખર્ચ થયો હોય તે અહીં વિગતથી લખવો. દાખલા તરીકે ચ્હાપાણીનો, ઇલેકટ્રીક પંખો વાપરતા હોતો તેનો, ઇલેકટ્રીક બત્તીનો, પાનબીડી વિગેરે તમામનો ખર્ચ અહીં બતાવવાનો છે.

આ પ્રમાણે વિભાગ ૪ ભર્યા પછી અને તેમાં જણાવ્યા પ્રમાણે સરવાળો બાદબાકી કર્યા પછી જે રહે તે "વેપાર, ધંધા, રોજગાર અને હુન્નર કામની" ચોકખી આવક સમજવી. અને તે આવક વિભાગ ૧ ના "અ" ભાગમાં ૪ થી કલમમાં લખવાની છે. જે નફો અથવા નુકશાન રહે તે ત્યાં લખવાનું છે.

નોટઃ—વિભાગ ૪ માં જણાવ્યું છે કે નફો હોય તો નીચેની સત્તર વિગતો ઉમેરો અને નુકશાન હોય તો બાદ કરો તેનું કારણ એજ કે નીચેની સત્તર વિગતો વાળી રકમ ટેક્ષ માટે મજરે અપાતી નથી. છતાં વેપારીઓ ચોપડામાં સ્વભાવીક રીતે નફાતોટાના સરવૈયામાં

ઉધારે છે એટલે નફો ઓછો થાય. એટલે સરવાળે જો નફો રહેતો હોય તો આ સત્તર રકમો ઉમેરવાથી નફો વધશે. અને તેજ ટેક્ષને પાત્ર થશે. અને સરવાળે નુકશાન રહેતું હોય તો તે નુકશાન આ રકમો બાદ કરવાથી ઓછું થશે અને તેજ ટેક્ષ માટે બીજી આવકમાંથી મજરે મળશે. આ પ્રમાણે વેપાર ધંધાની આવક શોધી કઢાશે. હવે **જો તમો ધંધાના એકલાજ માલીક હો અને પેઢીને માટે ફોર્મ ભરી મોકલતા હોતો આ આવક તમારે વિભાગ ૧ની કલમ ૪ (अ) માં કોલમ ૨ માં જણાવવાનો છે.**

**જો તમો રજીષ્ટર્ડ પેઢીના ભાગીદાર હોતો** તમારી પેઢીની આવક વિભાગ ૪ અને ૫ ઉપર મુજબ ભરવાથી નીકળશે. તેમાં તમારો "પાછલા વર્ષમાં" જે હિસ્સો હોય તે પ્રમાણે તમારે ભાગે શું આવક આવે તે કાઢો. અહીં "પાછલું વર્ષ" કે જેની આવક ઉપર ટેક્ષ લેવાનો છે તે વર્ષમાં ભાગીદારનો જે હિસ્સો હોય તે પ્રમાણે આવકની વહેંચણી કરવાની છે. કર ભરતી વખતે જે હિસ્સો છે તે પ્રમાણે આવકની વહેંચણી કરવાની નથી તે ખાસ ધ્યાનમાં રાખવું.

આ પ્રમાણે હિસ્સા પ્રમાણે જે આવક આવી તે તથા પેઢીમાંથી વ્યાજ (મળ્યું કે ન મળ્યું હોય પરંતુ જો તે વર્ષમાં થઇ ગયું હોય તો ગણવાનું), પગાર [મળ્યો હોય કે ન મળ્યો હોય પરંતુ જો તે વર્ષમાં પાકી ગયો હોય તો ગણવાનો], કમીશન વિગેરે જે જે હોય તે ઉમેરી તે આવક વિભાગ **૧ ની કલમ ૪ (ब) માં ભરવાની છે અને તે કોલમ ૨ માં લખવાની છે.** હવે જો **તમો રજીષ્ટર્ડ ન કરાવેલી પેઢીના ભાગીદાર હોતો** તમારી પેઢીની આવકમાંથી તમારે ભાગે જે રકમ આવે તે તથા પેઢીમાંથી મળતું વ્યાજ, પગાર, વિગેરે કુલ રકમનો સરવાળો એ તમારી આવક થશે પરંતુ અન-રજીષ્ટર્ડ પેઢીની આવક ઉપર પેઢીજ ટેક્ષ ભરશે અને ભાગીદારોને

અપાતું વ્યાજ, પગાર, કમીશન વિગેરે આવકમાંથી પેઢીને મજરે મળશે નહિ. તે આપણે ઉપર પ્રકરણ ૫ માં જોયું છે એટલે અહીં પેઢી પણ ટેક્ષ ભરે અને વળી ફરીથી ભાગીદારો પણ આવી રીતે તેજ આવક ઉપર ટેક્ષ ભરે ! આ અન્યાયદૂર કરવા એવું ઠરાવ્યું છે કે અનરજીષ્ટર્ડ પેઢીના ભાગીદારે પેઢીની આવકમાંનો તેનો હિસ્સો તથા પેઢીમાંથી વ્યાજ વિગેરેની જે આવક મળી હોય તે તમામ રકમ વિભાગ ૧ ની કલમ ૪ (क) ના બીજા કોલમમાં તો લખવીજ. પરંતુ આ રકમ ઉપર પેઢીએ ટેક્ષ ભરી દીધો છે એટલે તે રકમ ટેક્ષને પાત્ર નથી (જુઓ પ્રકરણ ૫ "અનરજીષ્ટર્ડ ભાગીદારી") એટલે તે રકમ ઉપર ટેક્ષ સરેરાશ દરથી કપાશે. માટે તે રકમ વિભાગ ૨ ની ચોથી કલમમાં લખવાની છે, એટલે તે રકમ ઉપર ઇન્કમટેક્ષ ઓફીસર સરેરાશ દરથી ટેક્ષ કાપી આપશે. આવી રીતે એક જ આવક ઉપર બમણો ટેક્ષ ભરાશે નહી.

આ પ્રમાણે કલમ ૪ પુરી થઇ.

હવે આપણે વિભાગ ૧ ની કલમ ૫ ઉપર આવીએ:—

બીજાં સાધનો:—

(૧) **કંપનીઓમાંથી મળેલું ડીવીડન્ડ**:—આ ડીવીડન્ડમાં એકંદર રકમનો સરવાળો કરવો. કંપનીઓ ડીવીન્ડ ઉપર ૦-૨-૬ ઇન્કમટેક્ષના કાપીને જ ડીવીન્ડ આપે છે. માટે જે કુલ ડીવીડન્ડ આવે તેને ૩૨/૨૭ ગુણી જે રકમ આવે તે રકમ કલમ ૫ ના બીજા કોલમમાં લખવી. અને આ પ્રમાણે બીજા કોલમમાં જે રકમ આવી તેનાથી તમને મળેલી રકમ જેટલી ઓછી હોય તે રકમ ટેક્ષ માટે અગાઉથી કપાઇ ગઇ છે તેમ માનવું. અને તે રકમ આ વિભાગની કલમ ૫ માં "કંપનીઓથી મળેલું ડીવીડન્ડ" એ શબ્દો છે, તેના ત્રીજા કોલમમાં લખવાની છે. અહીં તમને ટેક્ષની ખબર નથી. માટે તે રકમ નીચે "અડસટ્ટો" એમ શબ્દો લખવા. વળી કોલમ ૨ માં ચોકખું ડીવીડન્ડ

તમને કેટલું મળ્યું છે તે પણ જણાવવું. આ પ્રમાણે ત્રીજા કોલમમાં જે રકમ આવશે તે ટેક્ષની રકમ છે. માટે જો તમારી આવક પ્રમાણેના દરથી ગણુતાં તે ડીવીડન્ડનો ટેક્ષ તેના કરતાં ઓછો થતો હશે તો તમારે ભરવા પડતા ટેક્ષમાંથી તેટલી રકમ મજરે મળશે. અથવા રીફન્ડથી પણ તે રકમ પાછી માંગી શકાશે.

પરંતુ ખ્યાલમાં રાખવું કે જો ડીવીડન્ડ બ્રિટીશ હીંદ બહારની કંપનીનું હોય (દાખલા તરીકે બરમા કોરપોરેશન) તો તમારે ઉપર જણાવ્યા પ્રમાણે ટેક્ષ પ્રમાણે ગણવાનું નથી. પરંતુ ચોકખું ડીવીડન્ડ જે મળ્યું હોય તેજ કોલમ ર માં બતાવવાનું છે. કોલમ ૩ માં કંઇ જણાવવાનું નથી, કારણ કે બ્રિટીશ હીંદમાં ટેક્ષ કપાતો નથી. તે ટેક્ષ રંગુન કપાય છે. અને તેથી રંગુન રીફન્ડ માટે અરજી કરવી પડશે.

ગીરો, કરજનાં નાણાં, ફીક્સડ ડીપોઝીટ, કરંટ એકાઉન્ટ વિગેરેનું વ્યાજ જે જણાવ્યું છે તે પ્રમાણે લખવાનું. પરંતુ સવાલ એ છે કે બીઝનેસ તરીકે ધીરધાર હોય તે બીઝનેસમાં લખવી કે આમાં લખવી. વેપાર તરીકે જ જો પૈસા ધીરવાનું કામ થતું હોય તો કલમ ૪ માં લખવી. કારણકે તેમાં ઘાલખાત (Bad debts) મજરે મળે છે. પરંતુ એક વકીલ હોય અને ધંધા તરીકે નહિ પણ સાધારણ રીતે એક બે ગીરો કરાવ્યાં હોય અથવા જુજ માણસોને પૈસા ધીર્યા હોય અથવા ડીપોઝીટ મૂકી હોય તો આમાં લખવાનું છે.

જમીનનું ભાડું આમાં લખવાનું છે.

તે સિવાય બીજાં સાધનો:—બીજાં સાધનોમાં બ્રિટીશ હીંદમાં પોતાની જમીનની આવકનો સમાવેશ થતો નથી. પરંતુ જે ખેતીની જમીનનું મહેસુલ અપાતું નથી. અથવા બ્રિટીશ હીંદ બહારની ખેતીની આવકનો આ ખાનામાં સમાવેશ કરવાનો છે.

ઉપર બ્રિટીશ હીંદમાં ઉત્પન્ન થતી આવક માટે લખ્યું છે. પરંતુ ખેતીની આવક બ્રિટીશ હીંદ બહારની જમીનમાંથી થએલી હોય તો પણ આ ખાનામાં મુકવી. દા. ત. એક અમદાવાદમાં રહેનાર માણસનું કલોલમાં ખેતર છે. અને ત્યાં ખેતી કરાવે છે. તો તેની ઉપજ આ ખાનામાં લખવી પડશે. ખેતીની આવક તરીકે તે મજરે મળશે નહિ.

વળી જો બ્રિટીશ હીંદમાં રહેનાર પત્ની બ્રિટીશ હીંદ બહાર રહેનારા પતી પાસેથી કોઈપણ રકમ મેળવશે તો તે આ ખાનામાં લખવાની છે. આ પ્રમાણે વિભાગ ૧ ના ભાગ "અ" નો કુલ સરવાળો કરવો.

નોટઃ—વળી આપણે ઉપર જોયું તે પ્રમાણે કોઇપણ સાધન દ્વારા જ્યારે આવક મળી હશે તે મેળવવામાં જે કંઇ ખર્ચ થશે તે ખર્ચ મજરે મળશે. પરંતુ નીચે જણાવેલ રકમો મજરે મળશે નહિ.

(૧) ઇન્કમટેક્ષ ભરનારના ખાનગી ખરચ માટે થતી રકમ.

(૨) બ્રિટીશ હીંદ બહારના માણસને વ્યાજ આપવાનું હશે અને તે વ્યાજ ઉપર ટેક્ષ કપાયો નહી હોય અથવા ટેક્ષ પ્રકરણ ૧ માં જણાવ્યા મુજબ ૦—૨—૬ પ્રમાણે કપાયો નહિ હોય અથવા જેનો બ્રિટીશ હીંદમાં એજન્ટ નહિ હોય તો તે વ્યાજની રકમ.

(૩) બ્રિટીશ હિંદમાં કરેલ નોકરીનો પગાર બ્રિટીશ હીંદ બહારના માણસને આપવાનો હોય અને તે પગારમાંથી ૦—૨—૬ પ્રમાણે ટેક્ષ કપાયો નહી હોય તો તે પગારની રકમ.

જ્યારે કોઇ શખસ પોતાની માલીકીનું ફરનીચર, મશીનરી, તથા ધંધાને લગતાં પ્લાન્ટસ, ઓજારો, હથીયારો, ચોપડીઓ વિગેરે ભાડે આપશે તો તે ભાડાની આવક ટેક્ષને પાત્ર થશે પરંતુ તેમાંથી નીચેની રકમો મજરે મળશે.

(૧) મરામત કરવાનું ખર્ચ.

(૨) વિમો ઉતરાવેલ હોય તો તેનું પ્રીમીઅમ.

(૩) ઘસારો.

(૪) ફરનીચર વિગેરે વેચી દેવામાં આવતાં તેની જે કીંમત ઉપજે તે "લખી નાખેલી (રીટન ડાઉન)" કીંમત કરતાં ઓછી હોય તો તે નુકશાન.

આ પ્રમાણે બ્રિટીશ હીંદની આવક માટે વિભાગ ૧ નો ભાગ "અ" ભરવાનો છે.

### ભાગ બ

હવે જે આવક બ્રિટીશ હીંદ બહાર થએલી છે પરંતુ જે "પાછલા વરસમાં" બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી છે તે આવક વિભાગ ૧ ભાગ "બ" માં ભરવાની છે. આપણે પ્રકરણ ૧ માં અને ત્યારપછી જોયું કે બ્રિટીશ હીંદ બહારના માણસને બ્રિટીશ હીંદ બહારની આવક ઉપર ટેક્ષ ભરવો પડશે નહિ. પછી ભલે તે આવક બ્રિટીશ હીંદમાં લાવવામાં કે મોકલવામાં આવે. આ રીતે **બ્રિટીશ હીંદ બહારના માણસને આ ભાગ બીલકુલ ભરવાનો નથી. તેમણે તો આ ભાગમાં "લાગુ પડતું નથી" તેમ લખી દેવું.**

પરંતુ બ્રિટીશ હીંદમાં રહેનાર અને સામાન્ય રીતે રહેનારને તો બ્રિટીશ હીંદ બહાર થએલી આવકમાંથી જેટલી આવક બ્રિટીશ હીંદમાં લાવવામાં આવશે તે તમામ ટેક્ષને પાત્ર થશે માટે તે બન્નેને માટે આ ભાગ ભરવાનો છે.

**ભાગ "બ" માં કઇ આવક ભરવાની** છે:—આમાં બ્રિટીશ હીંદ બહાર થએલી આવકમાંથી બ્રિટીશ હીંદમાં લાવવામાં આવેલી આવક ભરવાની છે.

(૧) "પાછલા વરસ"માં બ્રિટીશ હીંદમાં જેટલી આવક લાવવામાં આવી હોય તે.

(૨) ૧૯૩૩ ની એપ્રીલની ૧ લી તારીખ પછી અને "પાછલા વરસ"ની શરૂઆત સુધીમા બ્રિટીશ હીંદમાં બ્રિટીશ હીંદ બહારની આવકમાંથી જે આવક લાવવામાં આવી હોય તે,

નોટઃ—અહીં આવકનો ભાગ લખવાનો છે. મુડી જો લાવવામાં આવી હોય તો લખવાનો નથી. તે ખાસ ધ્યાન રાખવું.

આ પ્રમાણે વિભાગ ૧ નો ભાગ "બ" ભરવાનો છે.

## ભાગ "ક"

હવે આપણે ભાગ "ક" જોઈશું. આ ભાગમાં વિભાગ ૧ ના "અ" અને "બ" ભાગમાં ન આવી જતી બ્રિટીશ હીંદ બહારની વેપાર, નોકરી, જામીનગીરીઓ, સ્થાવર મિલ્કત તથા બીજા હરકોઇ સાધનો દ્વારા મેળવાએલી આવક લખવાની છે. હવે આપણે પ્રકરણ ૧ માં જોયું કે બ્રિટીશ હીંદ બહારની બ્રિટીશ રૈયતનો ટેક્ષ તેની આખી દુનીઆની આવક ઉપર ગણીને બ્રિટીશ હીંદમાં એટલે ભાગ "અ" માં તેની જે આવક હોય તેટલા પુરતો ટેક્ષ લેવામાં આવે છે. માટે તેનો ટેક્ષ આકારવા માટે આખી દુનીયાની આવક કાઢવાની ખાસ જરૂર છે. તેટલા પુરતું બ્રિટીશ હીંદ બહારના માણસને આ ફોર્મ ભરવાનું છે.

એટલે ભાગ "અ" માં તેની બ્રિટીશ હીંદની આવક આવશે. જ્યારે આ ભાગમાં તેની બ્રિટીશ હીંદ બહારની આવક આવશે. એટલે તે બન્ને ભાગની આવકનો સરવાળો તે તેની દુનીઆની કુલ આવક થશે.

માટે વિભાગ ૧ ના ભાગ "ક" નું [અ] ખાનું બ્રિટીશ હીંદ બહારના શખ્સને ભરવાનું છે. અને તેની અંદર બ્રિટીશ હીંદમાં

નીપજેલી, મળેલી કે નીપજી અથવા મળી ગણી શકાય તેવી આવક સિવાયની દુનીઆની તમામ આવક બતાવવાની છે.

આપણે પ્રકરણ ૨ માં જોયું કે બ્રિટીશ હીંદના રહીશને હીંદમાં જેનો વહીવટ અને કાબુ છે તેવા પરદેશ ચાલતા વેપારમાંથી ઉત્પન્ન થએલી તે અથવા હીંદમાંના [ દેશી રાજયોનો સમાવેશ થાય છે] હુન્નર ઉદ્યોગ, ધંધો અથવા રોજગારની આવક હોય તે અથવા બ્રિટીશ હીંદ બહારની આવકમાંથી કંઇ પણ આવક બ્રિટીશ હીંદમાં લાવવામાં આવી હોય તે સિવાયની કોઇ પણ બ્રિટીશ હીંદ બહારની આવક ઉપર ટેક્ષ ભરવાનો નથી. આ આવક વિભાગ ૧ ના ભાગ "અ"માં અને "બ" માં આવી જાય છે. એટલે **બ્રિટીશ હીંદના રહીશને આ ભાગ ભરવાનો નથી. માટે તેણે "લાગુ પડતું નથી" તેવું [બ] માં લખી દેવું.**

**બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશને** તો બ્રિટીશ હીંદ બહાર ગમે ત્યાં આવક થઇ હોય તો પણ તે ટેક્ષને પાત્ર છે. પરંતુ રૂા. ૪૫૦૦] થી તે વધુ હોવી જોઇએ. માટે વિભાગ ૧ ના "અ" અને "બ" ભાગમાં લખેલી આવક જતાં બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશની બ્રિટીશ હીંદ બહારની આવક રૂા. ૪૫૦૦] થી વધુ હોય તો તેની વિગત આ ભાગના (ક) ખાનામાં મૂકવાની છે. રૂા. ૪૫૦૦ થી ઓછી આવક હોય તો વિગત દર્શાવવાની જરૂર નથી. ફકત [ક] ખાનામાં "રૂા. ૪૫૦૦ થી ઓછું" એમ જણાવી દેવું. જો આવક રૂા. ૪૫૦૦ થી વધુ હોય તો તેની વિગત દર્શાવવી અને પછીથી રૂા. ૪૫૦૦ બાદ કરી (ક) ખાનામાં મૂકવી.

ટીપ્પણ ૧૩ માટે નોટઃ—ટીપ્પણુ ૧૩ માં જરા મતભેદ થયો છે. ઇન્કમટેક્ષના ફોર્મમાં ટીપ્પણુ ૧૩ માં એવું બતાવેલ છે કે ફકત ૧૯૩૯–૪૦ ના [ એટલે ચાલુ વરસ માટે ] ઇન્કમટેક્ષ વરસ માટે પાછલા વરસમાં બ્રિટીશ હીંદની બહાર નીપજેલી અગર થએલી

અને તે વરસ દરમિઆન અગાઉના [એટલે ૧૯૩૩ ની એપ્રીલની ૧ લી પછીનાં] વરસોમાં બ્રિટીશ હીંદ બહાર નીપજેલી અથવા થએલી આવકમાંથી બ્રિટીશ હીંદમાં લાવેલો આવક એ બન્ને ઉપર કર લાગુ પડતો નથી. પરંતુ આ બન્નેમાંથી જે વધારે રકમ હોય તેના ઉપર લાગુ પડે છે. આ ઇન્કમટેક્ષ એકટની કલમ ૪ નો તરજુમો છે અને તે બરાબર છે. પરંતુ ટીપ્પણ ૧૩માં જે લખ્યું છે કે "જો બીજી રકમ મોટી હોય તો "બ" (૨) ખાનામાં "ક" ખાનામાં જણાવેલી આવક આવી જાય છે તેમ જણાવવું. અને જો પહેલી રકમ મોટી હોય તો "ક" ખાનામાં "બ" ( ૨ ) ખાનામાં જણાવેલી આવક આવી જાય છે એમ જણાવવું" આ હકીકત ઇન્કમટેક્ષ એક્ટની કલમ ૪ નો અર્થ કરતાં અમારી માન્યતા મુજબ બરાબર નથી. આ પ્રમાણે તો ટીપ્પણ ૧૩ બ્રિટીશ હીંદના રહીશને લાગુ પડેજ નહિ કારણ કે બ્રિટીશ હીંદના રહીશને "ક" ભાગ ભરવાનોજ નથી એટલે "ક" ખાનામાં કંઇ આવક ગણવાની નથી. પરંતુ આ અર્થ બરાબર નથી. અમારી માન્યતા મુજબ બ્રિટીશ હીંદ બહાર બ્રિટીશ હીંદના રહીશની કે સામાન્ય રીતે રહીશની "અ," "બ" અને "ક" ભાગમાં જે જે આવક હોય તેના કરતાં "બ" (૨) ની આવક જો મોટી હોય તો પહેલી આવક ગણવાની નથી. જ્યારે "બ" (૨) ની આવક નાની હોય તો "બ" [૨] ની આવક ગણવાની નથી. આજ અર્થ પ્રમાણે અમોએ પ્રકરણ ૨ માં ચાલુ વરસ માટે બ્રિટીશ હીંદના રહીશને અને સામાન્ય રીતે રહીશને કઇ કઇ આવક ઉપર ટેક્ષ ભરવો પડશે તે મથાળા નીચે આવક વર્ણવેલી છે. અમારો અર્થ અમારી માન્યતા મુજબ સાચો છે માટે ઇન્કમટેક્ષના કામકરનારાઓ પુરતો વિચાર કરે અને ઇન્કમટેક્ષ ઓરીસથી તેને લગતો ઘટતો સુધારો કરાવે. ટેક્ષ ભરનારાઓએ આ વરસ માટે અર્થ સમજવામાં ખ્યાલ રાખવાનો છે કારણ કે તેનાથી ઘણો ફાયદો થવા સંભવ છે. માટે સલાહ લઇ કામ કરવાની સલાહ

આપવામાં આવે છે. આ પ્રમાણે વિભાગ ૧ નો અ, બ, અને ક ભાગ ભરાય એટલે તે ત્રણેનો સરવાળો કરવો.

**ટેક્ષ કઇ રીતે લેવાશે ?**—બ્રિટીશ હીંદ બહારના રહીશને તો 'અ' ભાગ ઉપરજ ટેક્ષ ભરવાનો છે. જો તે બ્રિટીશ રૈયત હોય તો (અ + ક) ઉપર જે ટેક્ષ થાય તે ટેક્ષને અ ગુણવાથી જે આવે તે ટેક્ષ ભરવાનો છે. અ+ક

બ્રિટીશ રૈયત નહોય તો તેને (અ) ×$\frac{૧}{૩}$ રૂા. ટેક્ષ ભરવાનો છે. બ્રિટીશ હીંદના રહીશને અ+બના સરવાળા ઉપર ટેક્ષ ભરવાનો છે. બ્રિટીશ હીંદના સામાન્ય રીતે રહીશને અ+બ+કના સરવાળા ઉપર ટેક્ષ ભરવાનો છે.

## વિભાગ ૨

વિભાગ ૨માં જણાવેલી રકમો ઇન્કમટેક્ષ માટે કાયદેસર રીતે મુક્ત છે. પરંતુ સુપરટેક્ષ માટે નથી. આ રકમો કૂલ આવકમાં તો વિભાગ ૧માં દર્શાવાની. પરંતુ તેઓ ટેક્ષને પાત્ર નથી. એટલે તેના ઉપર સરેરાશ દરથી ટેક્ષ કાપી આપવામાં આવશે.

**દૃષ્ટાંતઃ**— એક માણસની વિભાગ ૧ની કૂલ આવક રૂ. ૧૦૦૦૦ની છે પરંતુ તેમાં વીમાના રૂ. ૧૦૦૦] ભરવા પડે છે. તથા કરમુક્ત જામીનગીરીઓનું વ્યાજ રૂ. ૧૫૦૦નું છે. તો તેને શું ટેક્ષ ભરવો પડશે ?

વીમાની તથા કરમુક્ત જામીનગીરીઓના વ્યાજની રકમ ટેક્ષને પાત્ર નથી. છતાં કૂલ આવક રૂ. ૧૦૦૦૦ની ગણાશે અને તે રકમ વિભાગ ૧માં દર્શાવાની છે. આવી રકમ ઉપર સરેરાસ દરથી ટેક્ષ કપાશે. એટલે કે તે વિભાગ ૧માં બતાવેલ કૂલ આવકમાંથી વિભાગ ૨ની રકમો જતાં જે રહે તેને ગુણી વિભાગ ૧ની આવકથી ભાગતાં જે આવે તે ટેક્ષ ગણાશે. ઉપરના દૃષ્ટાંતમાં રૂ. ૧૦૦૦૦ ઉપર પ્રક-

રણ ત્રણમાં જણાવ્યા પ્રમાણે ટેક્ષ $\frac{?}{?}$ × ૧૦૦૦૦ − ૩૬૨૫ = ૮૮૭૫ આના = રૂ. ૫૫૪–૧૧–૦ થયા વિભાગ ૧ની આવકમાંથી વિભાગ ૨ની રકમો જતાં રૂ. ૭૫૦૦ રહ્યા. તો ટેક્ષ નીચે પ્રમાણે કરવાથી શોધી શકાશે.

$$\frac{૮૮૭૫ \times ૭૫૦૦}{૧૦૦૦૦}$$ = આ ૬૬૫૬ = રૂ. ૪૧૬ ટેક્ષ ભરવો પડશે.

ત્રીરાશીનાં પદ નીચે મુજબ છે.

**( વિભાગ ૧ ની આવક ) : ( વિભાગ ૧–વિભાગ ૨ ) : : વિભાગ ૧ ની આવક ઉપર ટેક્ષ : : ( ? )**

ઉપર ફોર્મનો વિભાગ ૧ ભરતાં વિભાગ ૨નું સ્થળે સ્થળે વિવેચન કર્યું છે વળી તે મુશ્કેલ નથી માટે અહીં વધુ વિવેચન કરતા નથી.

ફક્ત કલમ ૫ 'કરમુક્ત " સીક્યુરીટીઝ "નું વ્યાજ' ઉપર વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ. જો વેપારીએ 'સીકયુરીટીઝ' ખરીદી હોય અને તેનું વ્યાજ વિભાગ ૪માં બતાવ્યું હોય તો કરમુક્ત 'સીકયુરીટીઝ'નું વ્યાજ બતાવવાનું નથી. તે વિભાગ ૪માંજ બતાવવાનું છે. અહીં તો વિભાગ ૪માં જે વ્યાજ બતાવ્યું નથી પરંતુ વિભાગ ૧ની કલમ ૨માં જેનું વ્યાજ બતાવવામાં આવ્યું છે તેવી 'સીકયુરીટીઝ'નું વ્યાજ અહીં બતાવવાનું છે. આનું વિવેચન આગળ કર્યું છે તે ધ્યાનમાં લેવું. વિભાગ ૩ (અ), (બ) અને [ક] તદ્દન સહેલા છે. વિભાગ ૪, ૫, ૬ આપણે ઉપર જોઇ ગયા છીએ. આ પ્રમાણે આખું ફોર્મ ભર્યા પછી ઇકરાર કરવાનો છે.

ફોર્મમાં જણાવેલ તમામ ટીપ્પણોનું વિવેચન યોગ્ય સ્થળે કરવામાં આવ્યું છે.

## સામાન્ય સમજુતીઓ

ફોર્મ સાહીથી લખી મોકલવું જોઇએ અને સહી પણ શાહીથી કરવી જોઈએ. નુકશાન લાલ સહીથી બતાવવું

જે સાધનોમાંથી કંઇપણ આવક થાય નહિ ત્યાં તેવા સાધનો સામે વિભાગ ૧માં બીજા કોલમમાં 'શૂન્ય' એમ લખવું.

આવક આસરે લખવાની નથી. નક્કી જે આવક હોય તેજ જણાવવાની છે.

ફોર્મમાં છીક છાક કરવી નહી. રદ થાય તો ફોર્મ બીજું લઇ આંવવું. કરેલા સુધારા વધારા પાસે તમારી સહી કરવી જોઇએ, ફોર્મના પાના ૧૨, ૧૩, અને ૧૪માં જે વિગતો ભરવાની છે તે તદ્દન સહેલી છે. માટે તે ઉપર નકામું વિવેચન કરતા નથી. પરંતુ એ ખ્યાલ રાખવાનું કે વિભાગ ૩ જો ભરાયો હોય તો ઇન્કમટેક્ષ ફોર્મના પાના ૧૨માં જે વિગતો ભરવાની છે તે ભરવાની નથી

# પ્રકરણ ૮ મું

## રીફન્ડ અને અપીલને લગતું

**રીફન્ડ માટે ઈન્કમટેક્ષ એકટની કલમ ૪૮, ૪૯ અને ૫૦ જોવાની છે.**

જો કોઇ શખસ, હીંદુ કુટુંબ, કંપની, સ્થાનિક સત્તાવાળા, પેઢી, અથવા સખસોનો સમુહ, અથવા પેઢીનો કોઇ ભાગીદાર અથવા એસોસીએશનનો કોઇ શખસ ઇન્કમ ટેક્ષ ઓફીસરને એમ સાબીત કરી આપશે કે તેણે આપેલો કર તેને આપવાના કર કરતાં વધારે છે તો તે વધારો પાછો મેળવવા માટે રીફન્ડ અરજી કરી શકશે.

એપેલેટ એસીસ્ટંટ કમીસનર અથવા કમીશનરને પણ જો ખાત્રી થશે કે ટેક્ષ વધારો ભરાણો છે. તો ઇન્કમટેક્ષ ઓફીસરને ટેક્ષ પાછો આપવાનું કહી શકશે.

પરંતુ એક વખત વાંધો લીધેલો હોય અને તે વાંધો રદ કરવામાં આવેલ હશે તો તે સવાલ ફરીથી ખોલી શકાશે નહિ.

કંપનીના ડીવીડન્ડ સંબંધી કાયદો એવો છે કે વધારેમાં વધારે દરથી ઇન્કમટેક્ષ લેવામાં આવે છે અને જે માણસના શેરો હોય તેની કૂલ આવક કર માટે ઓછા દરને પાત્ર હોય અથવા બીલકુલ કરમુક્ત હોય તો તે રીફન્ડ માટે અરજી કરી શકશે. તેની કૂલ આવકના દર પ્રમાણે ગણતાં જેટલો કર વધારે ભરાણો હશે તે કર અરજી કરવાથી પાછો મળી શકશે. આ શખસ જો બ્રિટીશ હીંદમાં રહેનાર હોય તો તે જગ્યાના ઇન્કમટેક્ષ ઓફીસરને વિગત અને કંપનીના સર્ટીફીકેટ સાથે અરજી કરવી. જો બ્રિટીશ હીંદ બહાર રહેનાર હોય તો મુંબઇ ઇલાકા માટે મુંબઈમાં "નોન રેસીડેન્ટ રીફન્ડ સરકલ ઇન્કમટેક્ષ

ઓફીસર " છે તેને અરજી કરવી પડે છે. તે માણસને ઈન્કમટેક્ષનું ફોર્મ ભરીને અરજી સાથે મોકલવું પડે છે. અને દરેક મોટા દેશી રાજ્યમાં આને માટે એક અમલદાર નીમવામાં આવે છે. તે સર્ટીફીકેટ આપે છે. તે સર્ટીફીકેટ અરજી સાથે જોડવું પડે છે. કોઈ સ્ટેટમાં તે પ્રમાણે સગવડ ન હોય તો તે માટે સ્ટેટને લગતી એજન્સીમાં વ્યવસ્થા હોય છે.

## ડબલ ઈન્કમટેક્ષ રીલીફ

કલમ ૪૯ મુજબ જ્યારે એક માણસે યુનાઈટેડ કીંગડમ (ઇંગ્લેન્ડ, વેલ્સ અને સ્કોટલેન્ડ)માં અમુક આવક ઉપર ટેક્ષ ભર્યો હોય અને તેજ આવક ઉપર બ્રિટીશ હીંદમાં પણ ટેક્ષ ભર્યો હોય તો તે માણસ નીચે મુજબની રકમ માટે રીફન્ડ અરજી કરી શકશે.

તે માણસને આવું જ્યારે થશે ત્યારે યુનાઇટેડ કીંગડમમાંથી અડધો અડધ ટેક્ષ રીફન્ડ મળશે જ્યારે બ્રિટીશ હિંદમાંથી જે ટેક્ષ બ્રિટીશ હીંદમાં લેવાયો છે તેમાંથી યુનાઈટેડ કીંગડમમાં જે ટેક્ષ રીફન્ડ મળ્યો છે તે બાદ કરતાં જે રહે તે રીફન્ડ તરીકે મળી શકશે.

દૃષ્ટાંતઃ—એક માણસની યુનાઈટેડ કીંગડમમાં જે આવક છે તેના ઉપર દર રૂપીએ ૦–૪–૪ પ્રમાણે ટેક્ષ ભરવાનો છે. અને તેજ આવક ઉપર બ્રિટીશ હીંદમાં સુપરટેક્ષ સાથે રૂા. ૦–૩–૫ પ્રમાણે ટેક્ષ ભરવાનો છે. તો તેને યુનાઇટેડ કીંગડમમાંથી રૂ. ૦–૨–૨ પ્રમાણે ટેક્ષ રીફન્ડ મળશે જ્યારે હીંદમાંથી રૂ. ૦–૩–૫–૦–૨–૨ = ૦–૧–૩ પ્રમાણે રીફન્ડ મળશે. પરંતુ આવી રીતે ગણતાં બ્રિટીશ હીંદનું રીફન્ડ મુળ ટેક્ષના દર કરતાં અડધાથી વધારે દર પ્રમાણે મળી શકશે નહિ.

કલમ ૪૯ [અ] પ્રમાણે મધ્યસ્થ સરકાર દેશી રાજ્યોમાં તથા સંસ્થાનોમાં એક સખસની જે આવક ઉપર ઇન્કમટેક્ષ લેવાય છે અને તેજ આવક ઉપર બ્રિટીશ હીંદમાં ટેક્ષ લેવાય તો તેમાંથી

રાહત આપવા માટે બંધારણ કરી શકશે. પરંતુ આવું બંધારણ તેજ રાજ્ય માટે થશે કે જે રાજ્ય પોતે પણ આવી રીતના ટેક્ષ માટે રાહત આપે છે.

જ્યારે બ્રિટીશ હીંદ બહારની આવક ઉપર કોઈ રાજ્યમાં ટેક્ષ ભરાયો હશે અને તે રાજ્યના કાયદા મુજબ તેજ આવક ઉપર બ્રિટીશ હીંદમાં ટેક્ષ ભરાય તો રાહત આપવા માટે કંઈ પગલું લેવાતું નહી હોય તો બ્રિટીશ હીંદમાં ભરાએલ ટેક્ષમાંથી તે ટેક્ષ કે બહારના રાજ્યમાં ભરાયેલ ટેક્ષ એ બન્ને પૈકી જે ટેક્ષની રકમ ઓછી હશે તેનાથી અડધી રકમ રીફન્ડ મળશે ( કલમ ૪૯ ડ ).

## જો વર્ષ દરમિયાન ધંધો બંધ કરવામાં આવ્યો હોય તો રીફન્ડ કઈ રીતે લેવાશે ?

જો વર્ષ દરમિઆન ધંધો બંધ કરવામાં આવે તો તેની નોટીસ ઇન્કમટેક્ષ ઓફીસરને પંદર દિવસની અંદર આપવી. જો આવી રીતે ધંધો બંધ કરવામાં આવ્યો હશે તો તે વર્ષની અગાઉના વર્ષમાં જે આવક થઇ હતી તે આવક આ વર્ષમાં પણ થશે તેમ માની જેટલો વખત ધંધો ચાલેલ છે તેટલા વખતની પ્રમાણમાં આવક આકારાશે અને તે ઉપર ટેક્ષ લેવાનો છે તેમ ગણાશે.

દષ્ટાંત—સંવત ૧૯૯૭ની સાલમાં એક માણસની કૂલ આવક [ધંધાની જ] રૂ. ૫૦૦૦ની છે અને તે ઉપર ટેક્ષ ભરે છે. સંવત ૧૯૯૮ ના માહા સુદ એકમના દિવસે તે ધંધો બંધ કરી દે છે તો સંવત ૧૯૯૮ની સાલ માટે આંકણી કેટલી થશે ?

અહીં તેને નવા વર્ષમાં ફકત ત્રણ મહિના ધંધો ચલાવેલ છે તે ધંધાની આવક વાર્ષિક રૂ. ૫૦૦૦ પ્રમાણે ગણાશે. કારણ કે તેના પાછલા વર્ષની આવક રૂ. ૫૦૦૦ છે એટલે ત્રણ મહિનાની આવક રૂ. ૧૨૫૦ ગણાશે.

પરંતુ અહીં એક વસ્તુ ખાસ ધ્યાન રાખવાની છે કે જે વર્ષમાં ટેક્ષ લેવાય છે તે ટેક્ષ તે વર્ષની આવકનો લેવાય છે. દાખલા તરીકે ૧૯૯૫ની સાલમાં ટેક્ષ આકારવામાં આવે છે તો તે ટેક્ષ ૧૯૯૫ની સાલની આવકનો ટેક્ષ છે પરંતુ ચાલુ સાલની આવક તો વર્ષ પુરું થયા સિવાય ગણી કઇ રીતે શકાય ? એટલે ચાલુ સાલમાં તેના "પાછલા વરસમાં" જે આવક થઈ છે તે જ આવક થશે તેમ માનીને ટેક્ષ આકારવામાં આવે છે. એટલે કે ૧૯૯૫ની સાલમાં ૧૯૯૪ની સાલની આવકનો ટેક્ષ લેવાય છે તેનો અર્થ એમ નથી કે સંવત ૧૯૯૪ની સાલની આવકનો ટેક્ષ સંવત ૧૯૯૫માં ભરવાનો છે. ટેક્ષનો સંવત ૧૯૯૫ની આવકનો જ સંવત ૧૯૯૫માં ભરવાનો છે પરંતુ તે આવક ગણવી કઇ રીતે ? તેટલા માટે જ સંવત ૧૯૯૪ ની સાલની આવક ધ્યાનમાં રાખી તેટલી આવક સંવત ૧૯૯૫માં પણ થશે તેમ માની ૧૯૯૫ની સાલમાં ટેક્ષ લેવાશે

આની ખાસ અસર જ્યારે ધંધો નવા વરસમાં સદંતર બંધ કરવામાં આવે અથવા થોડો વખત ચલાવી બંધ કરવામાં આવે ત્યારે થાય છે. જ્યારે ધંધો તદ્દન બંધ કરવામાં આવે ત્યારે તે વર્ષમાં બીલકુલ આવક થવાની નથી. પરંતુ તે વર્ષમાં "પાછલા વર્ષની" આવક ઉપર જો ટેક્ષ લેવાય તો તે આવકનો ટેક્ષ ખરું જોતાં તે પછીના વર્ષની આવકનો ટેક્ષ છે. પરંતુ ધંધો બંધ હોવાથી પછીના વર્ષમાં તો આવક થવાની જ નથી. એટલે પાછલા વર્ષની આવકનો ટેક્ષ લેવાયો હોય તો તે ટેક્ષનું રીફન્ડ માગવાનું છે. ટુંકમાં જો નવા વર્ષની શરૂઆતથી જ ધંધો બંધ કર્યો હોય તો "પાછલા વર્ષની" ધંધા માટેની આવક ઉપર ટેક્ષ ભરવો પડશે નહિ.

દૃષ્ટાંતઃ—સવંત ૧૯૯૭ ની સાલમાં એક માણસની ધંધાની આવક રૂ. ૫૦૦૦ ની છે. સંવત ૧૯૯૭ ના આસો વદ ૦)) ના રોજ

તે ધંધો બંધ કરી દે છે તો સવંત ૧૯૯૮ માં ૧૯૯૭ ની સાલનો તેને ટેક્ષ ભરવો પડશે નહિ. કારણકે ૧૯૯૮ ની સાલમાં સવંત ૧૯૯૮ ની સાલની આવકનો જ ટેક્ષ ભરવાનો છે અને તે આવક તો બીલકુલ છેજ નહિ, કારણ ધંધો બંધ છે. એટલે ટેક્ષ ભરવાનો નથી. છતાં જો તેનો ટેક્ષ લેવાયો હોય તો તે માટે રીફન્ડ અરજી કરવી.

આવી રીતે વરસની શરૂઆતથી ધંધો બંધ કર્યો ન હોય પરંતુ પાછળથી કર્યો હોય તો પાછલા વર્ષની આવકના હિસાબે ગણતાં તેટલી જ આવક નવા વરસની છે. અને તે ઉપર જ ટેક્ષ ભરવાનો છે. છતાં પાછલા વર્ષની આખી આવક ઉપર ટેક્ષ લેવાયો હોય તો તે ટેક્ષનું રીફન્ડ માગવું.

દૃષ્ટાંતઃ—૧૯૩૮-૩૯ નું વર્ષ "પાછલું વરસ" છે. ૧૯૩૮–૩૯ ના વરસની વેપારની આવક રૂ. ૫૦૦૦ ની છે. એક માણસ ૧૯૩૯ ના સપ્ટેમ્બરની આખરે ધંધો બંધ કરી દે છે. તો તેની ૧૯૩૯ ના સપ્ટેમ્બર માસ સુધીની આવક એપ્રીલની ૧ લી થી ગણતાં છ મહિના થાય એટલે રૂ. ૨૫૦૦ થઈ. તેજ આવક જે વરસમાં ટેક્ષ લેવાય છે. તે વરસની ગણાય અને તેના ઉપર જ ટેક્ષ તે વરસમાં લેવાનો છે. છતાં "પાછલા વરસ"ની આવકના હિસાબે રૂ. ૫૦૦૦ ઉપર ટેક્ષ લેવાયો હોય તો રૂ. ૨૫૦૦ ની રકમના ટેક્ષનું રીફન્ડ માગવું.

વેપાર બંધ કર્યાની તારીખથી પંદર દિવસની અંદર તેની નોટીસ આપી દેવી. નહિતર નવા વર્ષની આવકના હિસાબે જે ટેક્ષ આકારવામાં આવશે તેટલી રકમ સુધીનો તેનો દંડ કરી શકાશે.

આ રીફન્ડ માટેની મુદત ફક્ત એક જ વરસની છે. પછી રીફન્ડની માગણીને મુદતનો બાધ આવશે.

કંપનીએ ભરેલો ટેક્ષ જાણે શેર હોલ્ડરે ભર્યો છે તેમ ગણાશે અને તે પ્રમાણે શેરહોલ્ડરો રીફન્ડ માગી શકશે.

કંપનીને ટેક્ષમાંથી કંઇપણ રાહત મળી હશે તો શેર હોલ્ડરોને પણ તે રાહત અપાશે.

**રીફન્ડની માગણી માટે મુકરર કરેલો વખત**–ઉપર ધંધો બંધ કરવાથી મળતા રીફન્ડ સિવાયના બીજા સંજોગોમાં રીફન્ડ મારેની અરજી છેવટમાં છેવટ જે વર્ષની આવકના ટેક્ષ ઉપર રીફન્ડ માંગવાનું છે તે વર્ષ પછીના વર્ષની આખરથી ચાર વરસની અંદર અરજી થઇ શકશે ત્યારપછી થઇ શકશે નહિ.

પરંતુ આ કાયદો અમલમાં આવ્યો તે પહેલાંના વરસનું રીફન્ડ માંગવું હોય તો ફક્ત એક વરસની અંદર જ અરજી કરવી પડશે. ( કલમ ૫૦ ).

**અરજી કઇ રીતે કરવી**:–બ્રિટીશ હીંદના માણસે અરજી નીચેના ફોર્મ પ્રમાણે કરવી. હું નીચે સહીકરનાર.............. (રહેવાસી.........) આથી જણાવું છુ કે ઇન્ડીયન ઇન્કમટેક્ષ એકટની કલમ ૧૬ મુજબ ૧૯...ની માર્ચની ૩૧ મી તારીખે પુરા થતા વર્ષ સુધીમાં બ્રીટીશ હીંદમાંની મારી કૂલ આવક રૂા.(        ) છે. તેથી નીચે મુજબની રકમ રીફન્ડ માટે આપવા આ અરજ છે.

રૂ. (        ) "પગાર"ની આવકમાંથી
રૂ. (        ) "જામીનગીરી"ની ,,
રૂ. (        ) "કંપનીના ડીવીડન્ડ"ની ,,
રૂ. (        ) "રજીષ્ટર પેઢીનો ભાગીદાર હોવાથી તે પેઢીના નફામાં મારા ભાગે આવતા નફામાંથી

સહી ____________

હું ઇકરાર કરું છું કે હું બ્રિટીશ હીંદનો રહીશ છું. અને આ અરજીમાંનો જે મજકુર છે તે મારા જાણવા માનવા મુજબ બરાબર છે. તા – – સહી ____________

બ્રિટીશ હીંદ બહારના રહીશે નીચે મુજબ અરજી કરવી:- હું (નામ) રહેવાસી ( ) આથી જણાવું છું કે ઇન્ડીયન ઈન્કમ-ટેક્ષ એકટની કલમ ૪૮ (૪) મુજબ ૧૯...ની માર્ચની ૩૧ મી તારીખે પુરા થતા વર્ષ સુધીમાં મારી કૂલ આવક ફોર્મમાં જણાવ્યા પ્રમાણે રૂ. ( ) છે તેથીનીચે મુજબની રકમ રીફન્ડ માટે આપવા અરજ છે.

રૂ. ( ) "પગારની" આવકમાંથી
રૂ. ( ) "જામીનગીરી"ની
રૂ. ( ) "કંપનીના ડીવીડન્ડની" આવકમાંથી
રૂ. ( ) "રજીષ્ટર પેઢીના નફામાં" તેના ભાગે આવતા નફા ઉપર

સહી ________________

હુ આથી ઇકરાર કરૂં છું કે હું બ્રિટીશ રૈયત છું (અથવા સ્ટેટની રૈયત છું.) વધુમાં ઉપર જણાવેલ અરજીમાંનો મજકુર ખરો છે.

તા. ૧૯ સહી

બ્રિટીશ હીંદ બહારના માણસને મુકરર કરેલ ઓફીસર આગળ સોગન નામું લેવું પડે છે તે નીચે મુજબ છે.

જે ઓફીસર આગળ સોગન લીધા હોય તેનું નામ અને ધંધો જયાં લીધા હોય તેનું નામ, અને તારીખ તથા ઓફીસરની સહી કરાવવી અને વધુમાં |સીલ| લગાવવું.

નોટ:—બ્રિટીશ હીંદ બહાર શહેનશાહના સંસ્થાનોમાં જસ્ટીસ ઓફ ધી પીસ, નોટરી પબ્લીક અથવા કમીશ્નર ઓફ ઓથ્સ પાસે સોગન નામું કરાવી શકાશે. દેશીરાજ્યમાં મેજીસ્ટ્રેટ અથવા બીજો કોઈ પોલીટીકલ ઓફીસર સોગન નામું લઈ શકશે. અને તે સિવાય બ્રિટીશ કોન્સલ પણ સોગન નામું લઇ શકશે.

નોટ :–આવી અરજી એકવાર કરેલ હોય અને બીજે વરસે ફરીને કરવાની હોય તો આ સોગનનામાની જરૂર નથી. ફકત ઇકરારમાં એટલું જણાવી દેવું કે આવી રીતે ગયા વર્ષે પણ મેં રીફન્ડ માટે અરજી કરેલ છે.

## અપીલ સંબંધી

કલમ ૩૦ મુજબ જ્યારે ટેક્ષ ભરનાર કોઇપણ કારણસર ઇન્કમટેક્ષ ઓફીસરના ઠરાવથી નારાજ થયો હશે તો એપેલેટ એસીસ્ટન્ટ કમીશ્નરને અપીલ કરી શકશે. અપીલ અપીલનું કારણ ઉત્પન્ન થયું હોય ત્યારથી ત્રીસ દીવસની અંદર કરી શકાશે પરંતુ વ્યાજબી કારણો દર્શાવતાં મુદત વિત્યા પછી પણ એપેલેટ એસીસ્ટન્ટ કમીશ્નર અપીલ દાખલ કરી શકશે. અપીલ મુકરર કરેલ ફોર્મમાં કરવી જોઇશે અને મુકરર કરેલી રીતે ઇકરાર કરવો જોઇશે. (કલમ ૩૦)

(૧) એપેલેટ એસીસ્ટન્ટ કમીશ્નર અપીલ સાંભળવાનો દિવસ નક્કી કરશે અને વખતો વખત મુદત પણ આપશે.

(૨) એપેલેટ એસીસ્ટંટ કમીશ્નર અપીલનો નીકાલ કરતાં પહેલાં જરૂરી તપાસ જાતે કરશે અથવા ઇન્કમટેક્ષ ઓફીસર પાસે કરાવશે.

(૩) એપેલેટ એસીસ્ટંટ કમીશ્નર સંજોગો બતાવતાં જે મુદ્દો અપીલમાં જણાવ્યો નહિ હોય તે મુદ્દા ઉપર પણ સુનાવણી કરવા દેશે.

(૪) અપીલના ફેંસલામાં એપેલેટ એસીસ્ટંટ કમીશ્નર

[૧] આકારેલ ટેક્ષ ઓછો વધતો કરી શકશે અથવા કાઢી નાખી શકશે અને તે પ્રમાણે ઇન્કમટેક્ષ ઓફીસર કરશે.

[૨] આંકણી રદ કરી નવી આંકણી કરવા ફરમાન કરી શકશે.

[૩] પેઢી રજીસ્ટર નહિ કરવાનો હુકમ કાયમ રાખશે અથવા રદ કરી રજીસ્ટર કરવાનો હુકમ કરી શકશે.

[૪] અથવા બીજા ઘટતા હુકમો કરી શકશે.

(૫) એપેલેંટ એસીસ્ટંટ કમીશ્નર ટેક્ષ અથવા દંડ જ્યાં સુધી સામી પાર્ટીને સાંભળેલ નહિ હોય ત્યાં સુધી એક તરફી સુનાવણીથી વધારી શકશે નહિ.

(૬) ઇન્કમટેક્ષ ઓફીસરના હુકમની અપીલમાં તે ઇન્કમટેક્ષ ઓફીસરની દલીલો સાંભળશે.

**એસીસ્ટન્ટ કમીશ્નરના ઉપર અપીલ :** એસીસ્ટંટ કમીશ્નરે કલમ ૨૮ મુજબ કરેલ હુકમ સામે અથવા કલમ ૩૧ (૩) મુજબ ટેક્ષ વધારવાના હુકમ સામે અથવા કલમ ૨૮ અથવા ૪૪ (ઇ) ના (બ) મુજબ અથવા કલમ ૪૪ (એફ) ના પેટા કલમ ૫ મુજબ દંડ વધાર્યો હશે તે હુકમ સામે કમીશ્નરને ત્રીસ દીવસમાં મુકરર ફોર્મમાં મુકરર કરેલી રીતે ઇકરાર સાથે અપીલ કરી શકાશે કમીશ્નર એપેલેન્ટને સાંભળીને યોગ્ય લાગશે તે હુકમ કરી શકશે ( કલમ ૩૨ )

**રીવીઝનની સત્તા :** કમીશ્નર પોતાના તાબાના માણસોનાં પ્રોસીડીંગ તપાસી શકશે અને તે ઉપર ઘટતો હુકમ કરી શકશે. પરંતુ કોઇ માણસની વિરૂદ્ધ હુકમ કરતાં પહેલાં તેને સાંભળવાની તક આપવામાં આવશે. ( કલમ ૩૩ )

**હાઇકોર્ટમાં અપીલ:** જ્યારે કમીશ્નર આગળ કે તેના હાથ નીચેના અમલદાર આગળ ચાલતા પ્રોસીડીંગમાં કાયદાનો તકરારી મુદ્દો ઉપસ્થિત થયો હશે ત્યારે તે મુદ્દાના ઠરાવ માટે કમીશ્નર તે મુદ્દાને પોતાના અભિપ્રાય સાથે હાઇકોર્ટમાં મોકલશે.

એસીસ્ટંટ કમીશ્નરના હુકમથી કે કમીશ્નરના હુકમથી કાયદાના મુદ્દા ઉપર નારાજ થનાર ટેક્ષ ભરનારો કોઇપણ શખસ તે હુકમના ૬૦ દીવસની અંદર કમીશ્નરને સો રૂપીઆની ફી સાથે તે મુદ્દો

હાઈકોર્ટ આગળ મુકવા અરજ કરી શકશે અને કમીશ્નર તે અરજી પહોચ્યા પછી સાઠ દિવસની અંદર તે મુદ્દો હાઈકોર્ટ આગળ મુકશે.

જો આવી રીતે કમીશ્નરને અરજી કરવામાં આવેલ હશે અને કમીશ્નર જો તે અરજી મુદત બહાર છે અથવા તેમાં કાયદાનો કોઇ મુદ્દો નથી તેમ ઠરાવી કહાડી નાખશે તો ટેક્ષ ભરનાર માણસ કાંતો તે અરજીને પાછી ખેંચી શકશે જે કેસમાં તેને રૂ. ૧૦૦ પાછા મળશે અથવા તેના ઉપર કાયદાનો મુદ્દો નથી તેમ ઠરાવી જો અરજી નામંજુર થએલ હશે તો નામંજુરની નોટિસ મળ્યા પછી ૭ મહિનાની અંદર અને મુદતના બાધના હિસાબે નામંજુર કરેલ હશે તો નોટીસ મળ્યા પછી બે મહિનાની અંદર હાઈકોર્ટ ને તે શખસ અરજ કરી શકશે અને જો હાઈકોર્ટને એમ લાગશે કે કમીશ્નરે ખોટો હુકમ કરેલ છે તો તે હુકમ રદ કરી કમીશ્નરને તે મુદ્દો પોતાની આગળ મૂકવા હાઈકોર્ટ હુકમ કરી શકશે.

હાઈકોર્ટ તે મુદ્દા ઉપર બંને પક્ષને સાંભળી ચૂકાદો આપશે પરંતુ તે દરમિઆન ટેક્ષ ભરનાર શક્ષને ટેક્ષ તો ભરવો જ પડશે. પરંતુ હાઈકોર્ટે જો ટેક્ષ ઓછો કરેલ હશે તો કમીશ્નરની પ્રીવી કાઉન્સીલમાં તે ઉપર અપીલ કરવા માટે રજા માગવાની અરજી નહિ થઈ હોય તો તેને વધારાના ટેક્ષનું વ્યાજ સાથેરીફન્ડ મળશે. ઉપર જણાવેલી મુદત બહારની અપીલને પણ વ્યાજબી કારણોમાં દાખલ કરવામાં આવશે. ( કલમ ૬૬ )

આ અપીલ હાઈકોર્ટમાં બે જજની બનેલી બેન્ચ સાંભળી શકશે. અને તેઓ સંમત નહિ થઇ શકે તો ત્રીજા જજ સાથે તે બંને જજ તે કેસને ચર્ચશે. અને પછી વધુ મતે ઠરાવ આપી શકશે.

આના ઉપર હાઈકોર્ટની રજાથી પ્રીવી કાઉંસીલમાં અપીલ કરી શકાશે. ( કલમ ૬૬ અ )

# પ્રકરણ ૯ મું.

## પરચુરણ.

**હિસાબ રાખવાની રીત સબંધી:**—જો વેપારી અથવા ઇન્કમટેક્ષ ભરનાર હિસાબ રાખતો હશે તો તે હિસાબ પ્રમાણે નફો તોટો ગણી ટેક્ષ લેવાશે. પરંતુ જો ઇન્કમટેક્ષ ભરનાર કોઇપણ જાતનું નામું નહીં રાખતો હોય અથવા નામું એવા પ્રકારનું નહી હોય કે જેમાંથી લાભ તથા આવક શોધી શકાય તો ટેક્ષ ઇન્કમટેક્ષ ઓફીસર નક્કી કરશે તે રીતે આકારવામાં આવશે. (જુઓ કલમ ૧૩)

**કંપનીની જવાબદારીઓ:**—દરેક વર્ષમાં ૧૫ મી જુન પહેલાં કંપનીનો મુખ્ય ઓફીસર જે જે શેર હોલ્ડરોને ડીવીડન્ડ અપાયાં છે. તેમનાં નામ અને શરનામાં નક્કી કરેલ ઇન્કમટેક્ષ ઓફીસરને આપશે.

કંપનીનો મુખ્ય ઓફીસર ડીવીડન્ડ આપતી વખતે જે શેર-હોલ્ડરના ડીવીડન્ડમાંથી ટેક્ષ કપાણો છે, અથવા કપાશે તેને તેવા મતલબનું સર્ટીફીકેટ આપશે. (જુઓ કલમ ૧૯ અ, ૨૦)

**વ્યાજ આપવાનું હોય ત્યારે શું ધ્યાનમાં રાખવું?:**—જામીનગીરીઓના વ્યાજ સિવાય બીજી કોઇપણ રકમનું વ્યાજ રૂ. ૪૦૦) કરતાં વધારે જ્યારે કોઇ સક્ષને આપવાનું હશે ત્યારે વ્યાજ આપનાર શક્ષને માથે નીચેની જવાબદારી રહેશે.

દરેક શક્ષ કે જેને વ્યાજ આપવાનું છે. તેનાં નામ, શરનામાં અને કેટલી રકમ તે તમામ વિગતવાર હકીકત જુનની ૧૫ મી પહેલાં મુકરર કરેલ ઓફીસરને મોકલવી પડશે. (જુઓ કલમ ૨૦ અ)

**નોકર રાખનારની જવાબદારી:**—ગવર્નમેન્ટ ઓફીસ માટે મુકરર કરેલ માણસ અને કંપની, સ્થાનીક સત્તા તથા એસોસીએશન

માટે તેનો મુખ્ય ઓફીસર અથવા મુકરર કરેલ માણુસ અને દરેક ખાનગી માલીક ૩૧ મી માર્ચ પછી એક મહીનામાં નીચેની વિગત ઇન્કમટેક્ષ ઓફીસરને મોકલશે.

(૧) જે નોકરને પગાર વિગેરે આપવાનો છે. તેનાં નામ અને શરનામાં.

(૨) કેટલી રકમ આપવાની છે તે.

(૩) ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ કેટલો કપાણો છે તે.

**જાહેર નોટીસ અને સ્પેસીઅલ નોટીસ:**—ઇન્કમટેક્ષ ઓફીસર દરેક વર્ષમાં મે ની ૧ લી તારીખ પહેલાં જાહેર છાપામાં જે માણુસની આવક બે હજારથી વધુ હશે:તેને ટેક્ષ માટે બે મહીનામાં ફોર્મ ભરવાની જાહેર ખબર આપશે. આ બે મહીનાની મુદતમાં અમુક સંજોગોમાં વધારો કરી આપવાની સત્તા ઇન્કમટેક્ષ ઓફીસરને છે.

જો ઇન્કમટેક્ષ ઓફીસરને એમ માલુમ પડશે કે અમુક માણુસની આવક ટેક્ષને પાત્ર છે. તો તેના ઉપર સ્પેસીઅલ નોટીસ મોકલી એવી ખબર આપશે કે મજકુર શખસે એક માસની મુદતમાં ફોર્મ ભરી મોકલવું. આ મુદતમાં સંજોગોમાં વધારો કરી અપાશે. આ નોટીસ મળતાં મુદત દરમિઆનમાં ફોર્મ ભરી મોકલવું. જો પાછળથી કંઇ સુધારો વધારો કરવાનો હોય તો ટેક્ષ આકારાય તે પહેલાં સુધારો વધારો કરી દેવો. (જુઓ કલમ ૨૨)

જો ઇન્કમટેક્ષ ઓફીસર કે એપેલેટ એસીસ્ટન્ટ કમીશ્નરને એવું માલુમ પડશે કે જાહેર નોટીસ નીકળ્યા પછી મુદત દરમિઆન શખસે ફોર્મ ભર્યું નથી. અથવા સ્પેશીઅલ નોટીસ બજયા છતાં અમુક શક્ષે ફોર્મ ભર્યું નથી અથવા મુદત દરમિઆન ચોપડા રજુ કર્યા નથી અથવા ખોટું ફોર્મ ભર્યું છે. અને જાણીબુજીને અમુક

આવક છાની રાખેલી છે. તો જે ટેક્ષ ભરવો બાકી રહ્યો છે તે ટેક્ષથી દેઢી રકમ દંડ તરીકે તે વસુલ લઇ શકશે.

પરંતુ જે શખસની આવક ત્રણ હજારને પાંચસો ઉપરાંતની નહી હોય તે શખસ ઉપર સ્પેસીઅલ નોટીસ બજ્યા સિવાય દંડ લેવાશે નહિ. એટલે કે છાપામાં જાહેર નોટીસ હોવા છતાં મજકુર શખસે ફાર્મ ભર્યું નહી હોય તો જો તેના ઉપર ફાર્મ ભરવા માટે સ્પેસીઅલ નોટીસ નહી આવી હોય તો તે દંડને પાત્ર થશે નહિ.

વળી સ્પેસીઅલ નોટીસ બજયા છતાં જો કોઇ માણુસે ફાર્મ ભર્યું નહી હોય અને તેની આવક ટેક્ષને પાત્ર નહી હોય તો તેનો રૂ. ૨૫)થી વધુ દંડ થશે નહિ.

જો કોઇ માણુસ બ્રિટીશ હીંદ બહારના શખસના એજન્ટ તરીકે કામ કરતો હશે તો તેના ઉપર જો સ્પેસીઅલ નોટીસ નહિ બજી હોય તો દંડ લેવાશે નહિ.

આ પ્રમાણેનો હુકમ ઇન્કમટેક્ષ ઓફીસર ઇન્સ્પેકટીંગ એસીસ્ટન્ટ કમીશ્નરની પરવાનગી વગર કરી શકશે નહિ. (જુઓ કલમ ૨૮)

આ પ્રમાણે નોટીસ બજતાં ફાર્મ મોકલવું પડશે અને પછી ચોપડાઓ રજુ કરવા માટે નોટીસ નીકળશે.

નોટ:—કોઇ સંજોગોમાં જે વરસનો ટેક્ષ લેવાનો છે. તે વરસ અગાઉના ત્રણ વરસ પહેલાંના ચોપડા સિવાય અગાઉના ચોપડા મંગાવી શકાશે નહિ.

આવી રીતે ફાર્મ મોકલ્યા પછી ઇન્કમટેક્ષ ઓફીસર ચોપડાઓ તપાસીને તથા બીજો જે પુરાવો લેવો હોય તે લઇને કઇ આવક ઉપર ટેક્ષ ભરવો તે નક્કી કરશે. જો નોટીસ બજયા છતાં કોઈ માણુસ ચોપડા નહી લાવે તો ઇન્કમટેક્ષ ઓફીસર પોતાને ઠીક

લાગશે તેવી રીતે આવક નક્કી કરી ટેક્ષ આકારશે. જો રજીસ્ટર્ડ પેઢીએ ચોપડા લાવવામાં ગફલત કરી હશે તો તેનું રજીસ્ટ્રેશન રદ કરવામાં આવશે.

**જો કોઇ વર્ષની આવક ઉપર ટેક્ષ ભરાયો નહી હોય અથવા ઓછી આવક ઉપર ટેક્ષ ભરાયો હશે તો:—**

જો ઇન્કમટેક્ષ ઓફીસરને એમ ચોક્કસ ખબર મળી હશે કે અમુક માણસે જાણી બુઝીને પોતાની અમુક વર્ષની આવક છુપી રાખેલી હતી. અને તેથી તેનો ટેક્ષ ઓછો લેવાયો છે તો તે વર્ષ પછી આઠ વરસની અંદર તેને સ્પેસીયલ નોટીસ મોકલવામાં આવશે જાણી બુઝીને જો ટેક્ષ ભરવામાં ગફલત નહી કરી હોય પરંતુ બીજા કોઇ સંજોગોમાં ટેક્ષ ભરવો રહી ગયો હશે તો તે વરસથી ચાર વરસની અંદર નોટીસ મોકલવામાં આવશે. આ નોટીસ મળેથી ફોર્મની અંદર તે વરસમાં કઇ રકમનો ટેક્ષ રહી ગયો છે તે રકમ ભરવાની છે. પછી તેના ઉપર જો તે વરસમાં તે રકમ રહી ન ગઇ હોત તો જે દરથી ટેક્ષ લેવાત તેજ દરથી ગણનાં રહી ગએલી રકમનો ટેક્ષ લેવાશે તથા તેનાથી દોઢી રકમનો દંડ પણ લઇ શકાશે. પરંતુ નવો કાયદો અમલમાં આવ્યો તે પહેલાંના વરસની આવક ઉપર ટેક્ષ ભરવો રહી ગયો હશે તો તે વર્ષ પછી એક વર્ષની અંદર ફરી ભરવા માટે ઇન્કમટેક્ષ ઓફીસર કહી શકશે; ત્યારપછી નહિ.

ઇન્કમટેક્ષ ભરનારાઓએ ધ્યાનમાં રાખવું કે નવા કાયદાથી જરાપણ આવક છુપાવી હશે તો આઠ વરસની અંદર ગમે ત્યારે ખબર પડશે ત્યારે તે આવક ઉપર ટેક્ષ તો લેવાશે પરંતુ તે ઉપરાંત તેનાથી દોઢી રકમ દંડ તરીકે લેવાશે.

**ઇન્કમટેક્ષમાંથી છટકવા માટે થતા પ્રયત્નો સારૂ ખાસ લીધેલાં પગલાં:--**

પહેલાં લોકો કાયદાની ઓથ લઇને ટેક્ષમાંથી છટકી જતા.

દાખલા તરીકે એક માણસના પાસે ઘણા શેરો હોય અને તેની આવક મોટી હોય તો તે માણસ તે પૈકીના થોડા શેરો વરસની આખરે ડીવીડન્ડ મળતા પહેલાં તેના સગા વહાલા કે જેની આવક ઓછી છે તેને વેચી નાંખતો અને પછી ડીવીડન્ડ વેચાઈ જાય એટલે પાછાં ખરીદી લેતો. આથી તેની આવક ઓછી થાય એટલે ઓછો ટેક્ષ ભરવો પડે. ખરીદનાર માણસની આવક તો બીલકુલ ઓછી હતીજ. એટલે તેને આ શેરોના ડીવીડન્ડની આવકથી ટેક્ષમાં ખાસ ફેર પડે નહિ. આ પ્રમાણે લોકો ટેક્ષમાથી છટકી જતા. તે માટે ખાસ પગલાં લેવામાં આવ્યાં છે. જુના કાયદા પ્રમાણે લોકો ટેક્ષમાંથી છટકી જવા નીચેની યુકતીઓનો અમલ કરતા.

(૧) અનરજીષ્ટર્ડ પેઢીના હિસાબે ટેક્ષ ઓછો ભરવો પડતો હોય તો પેઢી રજીષ્ટર્ડ કરાવતા નહિ. હવે આવી સ્થિતિ હશે તો પેઢી રજીષ્ટર્ડ નહી કરાવી હોય છતાં પણ રજીષ્ટર્ડ છે તેમ ગણી ઈન્કમટેક્ષ ઓફીસર ટેક્ષ આકારશે.

(૨) પેઢીમાં બૈરીને તથા સગીર છોકરાને નામના ભાગીદાર બનાવી કૂલ આવક ત્રણ જણ વચ્ચે વહેંચવાનો ડોળ થતો. પરંતુ હવે તે આવક બૈરીની કે સગીર છોકરાની ન ગણતાં મજકુર શખસનીજ ગણાશે.

[૩] એસોસીએશનને કે કોઇ શખસને પોતાની બૈરીના કે સગીર બાળકોના ભવિષ્યના લાભાર્થે અવેજ લીધા વિના મિલ્કત ટ્રાન્સફર કરી આપવામાં આવતી. નવા કાયદા પ્રમાણે તે મિલ્કતની આવક મૂળ ધણીની જ ગણાશે.

(૪) કલમ ૧૬ મુજબ જેમાં ટ્રાન્સફર કરનારનો હજુ પણ હક્ક રહ્યો છે. અથવા જેની આવકમાં ટ્રાન્સફર કરનારનો હજુ હક્ક રહેલો છે અથવા ટ્રાન્સફર કર્યા પછી છ વરસની અંદર અથવા

ટ્રાન્સફર કરનારની જીંદગી દરમિયાન જે ટ્રાન્સફર રદ કરી શકાય તેવાં છે. તેવાં ટ્રાન્સફર કરેલી મિલ્કતની આવક મૂળ ધણીની જ ગણાશે અને તેના ઉપર ટેક્ષ લેવાશે.

(૫) કંપનીઓ સુપરટેક્ષમાંથી છટકી જવા ડીવીડન્ડ ડીવીડન્ડના રૂપમાં ન વેચતાં બોનસ શેરના રૂપમાં વેચતી. વળી ઘણીવાર તે ડીવીડન્ડ કેપીટલ ફોર્મમાં વેચાતું અને ઘણીવાર કંપનીની કેપીટલ ઘટાડવાના ઉપયોગમાં લેવામાં આવતું. જુના કાયદા પ્રમાણે આ યુક્તીથી ટેક્ષમાંથી છટકી જવાતું. પરંતુ હવે ડીવીડન્ડની વ્યાખ્યા બહોળી કરવામાં આવી છે અને તેમાં આવી જાતની દરેક યુક્તિનો સમાવેશ થઇ જાય છે. એટલે આવી રીતે ડીવીડન્ડ વહેંચ્યું હશે તો પણ તેને ડીવીડન્ડ જ ગણી ટેક્ષ કરી શકાશે.

(૬) કંપનીઓ ઘણીવાર બીઝનેસને વધારવા માટે ડીવીડન્ડનો અમુક ભાગ અનામત રાખતી. પરંતુ હવે ૬૦ ટકાથી ઓછું ડીવીડન્ડ વહેંચાયું હશે તો કંપનીનું જાણે ૬૦ ટકા ડીવીડન્ડ વહેંચાયું છે. તેમ ગણી શેરહોલ્ડરો પાસેથી ટેક્ષ વસુલ કરી શકાશે.

(૭) મુંડીનું ટ્રાન્સફરઃ—ઈન્કમટેક્ષ એક્ટની કલમ ૪૪ [ઈ] મુજબ બ્રિટીશ હીંદ બહારના માણસને અથવા બ્રિટીશ હીંદમાં સામાન્ય રીતે નહી રહેનારને કોઇ શખસ સુપરટેક્ષ કે ઈન્કમટેક્ષમાંથી છટકી જવા પોતાની મુંડીનું ટ્રાન્સફર કરશે તો ઇન્કમટેક્ષ ઓફીસર તે મુડીની આવક ટ્રાન્સફર કરનારની ગણી ટેક્ષ આકારશે બ્રિટીશ હીંદમાં આ પગલાં લેવાનું કારણ એ છે કે ઘણીવાર મોટી આવક વાળા માણસો સુપરટેક્ષમાંથી છટકી જવા બ્રિટીસ હીંદ બહારની "ડમી" [ નામની ] કંપનીઓને પોતાની મુડી ટ્રાન્સફર કરી દેતા. આ કંપનીઓ બ્રિટીશ હીંદ બહારની હોય ડીવીડન્ડ

જાહેર કરતી નહિ. અને આવી રીતે ટ્રાન્સફર કરનાર લોકો મુડીની
આવક તે કંપની પાસેથી લોનના રૂપે લઈ ટેક્ષમાંથી છટકી જતા.
હવે તેવું થઈ શકશે નહિ. ટેક્ષમાંથી છટકી જવા ગમે તે યુક્તિથી
મિલ્કત ટ્રાન્સફર કરવામાં આવી હશે તો ટ્રાન્સફર કરનાર શખ્સને
તેની આવક ઉપર ટેક્ષ ભરવો પડશે. પરંતુ જો સાચા ઇરાદાથી વેપા-
રના કામકાજમાં અને ટેક્ષમાંથી છટકી જવાના બદ ઇરાદા સિવાય
જો ટ્રાન્સફર થએલાં હશે તો આ કલમ લાગુ પડશે નહિ.

(૮) વળી કલમ ૪૪ [ઇ] અને (એફ) મુજબ નીચેનાં પગલાં
લેવાયાં છે.

કેટલાક લોકો જામીનગીરીઓનું વ્યાજ પાકે તે પહેલાં જામી-
નગીરીઓ બીજાને વેચી દેતા અને પછી પાછળથી વ્યાજ જેટલા
પૈસા ઓછા આપી ખરીદી લેતા. આથી ઇન્કમટેક્ષ માટે બમણું
નુકશાન થતું. એક તો પહેલા માણસની આવક ટેક્ષને પાત્ર થતી
નહિ અને બીજા માણસને નુકશાન મજરે આપવું પડતું. દાખલા
તરીકે ચંદુલાલ મોતીલાલ પાસે ૯૭॥ ના ભાવની ગવર્નમેન્ટ પ્રો.
નોટ છે. તેના ઉપર ત્રણ રૂપીઆ વ્યાજ આપવામાં આવે છે. આવી
જો તેની પાસે એક હજાર પ્રો. નોટ હોયતો તેની આવક ત્રણ
હજાર થાય, અને તે ઉપર ટેક્ષ ભરવો પડે. ચંદુલાલ ટેક્ષમાંથી
છટકવા તેમાંની પાંચસો નોટો વ્યાજ મળે તે પહેલાં પોતાના સંબંધી
કે જેની બીજી ફક્ત ૮૦૦ રૂની આવક છે તેને ટ્રાન્સફર કરી દે
તો આવા સંબંધીની આવક આથી પાંચસો નોટોના વ્યાજના રૂ.
રૂ. ૧૫૦૦+૮૦૦=૨૩૦૦ રૂ. થાય. અને ચંદુલાલની આવક રૂ.
૧૫૦૦ થાય. પછી ચંદુલાલ જયાં વ્યાજ મળી રહ્યું કે તરતજ
પોતાના સંબંધી પાસેથી વ્યાજ રૂ. ૩) તેને મળ્યું છે તે હિસાબ
ગણી તે નોટ રૂ. ૯૪॥ માં પાછી ખરીદી લેતો. આથી તેના સબં-
ધીને પાંચસો નોટો ઉપર પંદરસો રૂપીઆ નુકશાનીના મજરે મળતા.

એટલે તેની આવકતો નોટનું વ્યાજ જાણે તેને મળ્યું જ નથી તે પ્રમાણે રૂ. ૨૩૦૦માંથી રૂ. ૧૫૦૦ જતાં રૂ ૮૦૦ જ થતી અને ટેક્ષને પાત્ર થતી નહી. પરંતુ ચંદુલાલ આવી રીતે કંઈ પણ નુકશાન વિના ટેક્ષમાંથી છટકી જતા. આ અટકાવવા એવું ઠરાવવામાં આવ્યું છે કે આવી રીતે ટ્રાન્સફર કરેલી જમીનગીરીઓની આવક ટ્રાન્સફર કરનાર શખસની ગણાશે. અથવા આ નુકશાન મજરે મળશે નહિ. આ માટેની માહીતી મેળવવા માટે ઇન્કમટેક્ષ ઓફીસર માગણી કરી શકશે. અને જે માણસો તેની માગણી મુજબ માહીતી આપશે નહિ તેનો દરરોજને માટે પાંચસો રૂપીઆ સુધીનો દંડ કરવામાં આવશે.

(૯) બ્રિટીશ હીંદ બહારના રહીશો ટેક્ષમાંથી છટકી જતા તેમને માટે બ્રિટીશ હીંદના રહીશને ૦–૨–૬ પ્રમાણે ટેક્ષ કાપવો પડશે તેવું ઠરાવવામાં આવ્યું છે આ હકીકત આગલા પ્રકરણમાં વિસ્તારથી જણાવેલી છે.

**ઇન્કમટેક્ષના ગુન્હાઓ અને તે માટેની સજા:—**જો કોઈ માણસે ખાસ કારણ સિવાય.

(૧) બ્રિટીશ હીંદ બહારના માણસને અપાતી આવક ઉપર દર રૂપીએ ૦–૨–૬ પ્રમાણે ટેક્ષ કાપ્યો નહિ હોય.

(૨) ટેક્ષ કાપ્યો હશે અને કાપેલ ટેક્ષનું સર્ટીફીકેટ આપ્યું નહી હોય.

(૩) વખતસર ફોર્મ ભર્યું નહિ હોય અથવા ઇન્કમટેક્ષ ઓફીસરે જે માહીતી માંગી હશે તે આપી નહી હોય.

(૪) નોટીસમાં જણાવેલ તારીખે ચોપડા રજુ કર્યા નહી હોય.

(૫) વધુ માહીતી મેળવવા માટે ચોપડા વિગેરે તપાસવાની માંગણી કરવામાં આવ્યા છતાં તપાસરાવવા નહીં દીધા હોય.

તે શક્ષનો મેજીસ્ટ્રેટ આગળ કેસ ચલાવી દરરોજના દસ રૂપીઆ સુધીનો દંડ કરવામાં આવશે [ **જુઓ કલમ ૫૧.** ]

જે શખ્સ ફોર્મ ભરતી વખતે અથવા બીજા કોઈ વખતે જાણી બુજીને ખોટો ઇકરાર કરશે તો ૭ મહીનાની સાદી કેદ અથવા રૂા. ૧૦૦૦ દંડ અથવા બન્ને સજાઓને પાત્ર થશે [ કલમ ૫૨ ]

આ બન્ને કલમો અનુસાર ઈન્સ્પેકટીંગ એસીસ્ટન્ટ કમીશ્નર જ ફરીઆદ કરી શકશે. અનેતે ગુન્હાઓ તે માંડીવાળી પણ શકશે. [ કલમ ૫૩ ]

**સુપરટેક્ષ**:—પ્રકરણ ત્રણમાં જણાવ્યા મુજબના દરથી કુલ આવક ઉપર સુપરટેક્ષ ભરવો પડશે. અને તે માટે ઇન્કમટેક્ષની જે જે કલમો છે તે સુપરટેક્ષને માટે પણ લાગુ પડશે [કલમ ૫૫–૫૬–૫૮]

ઈન્કમટેક્ષ માટે વકીલને, એકાઉન્ટન્ટને તથા ઈન્કમટેક્ષના કામકરનારને રોકી શકાશે. ટેક્ષ ભરનારનો સંબંધી તેના બદલે ઉભો રહી શકશે. પરંતુ રોકતાં પહેલાં વકીલાતનામું અથવા મુખ્તીઆર પત્ર આપવાનું છે [ કલમ ૬૧ ]

**પહોંચ**:—દરેક મળેલ રકમની ઈન્કમટેક્ષ ઓફીસમાંથી પહોંચ મળશે. [ કલમ ૬૨ ]

**નોટીસ કઈ રીતે બજાવવામાં આવશે**:—સમન્સની માફક અથવા પોષ્ટથી નોટીસ બજાવવામાં આવશે. હીંદુ કુટુંબ માટે કર્તા ઉપર કે તે કુટુંબના પુખ્ત વયના સભ્ય ઉપર બજાવવામાં આવશે. પેઢીના કામમાં કોઇ પણ ભાગીદાર ઉપર અને એસોસીએશનના કામમાં કોઇ પણ મુખ્ય ઓફીસર ઉપર બજાવવામાં આવશે. [કલમ ૬૩]

**ટેક્ષ કયાં આકારવામાં આવશે**:—મોટે ભાગે જયાં શખ્સ રહેતો હશે ત્યાં તેની કુલ આવકનો ટેક્ષ આકારવામાં આવશે. પરંતુ જો તે પેઢી હશે અને પેઢીની જુદે જુદે ઠેકાણે જુદી જુદી શાખાઓ

હશે તો તે પેઢીની કુલ આવકનો ટેક્ષ તેની જ્યાં મુખ્ય ઓફીસ હશે તે ઠેકાણે આકારવામાં આવશે. જ્યારે ટેક્ષ ભરનાર તરફથી ટેક્ષ આકારવાની જગ્યા માટે વાંધો ઉઠાવવામાં આવશે ત્યારે તે સવાલ કમીશ્નરને સોંપવામાં આવશે. અથવા જો તેનો ધંધો એવી જગ્યાઓએ હોય કે તે જગ્યાઓના એક કરતાં વધારે કમીશ્નર હોય તો બધા કમીશ્નરોને સોપવામાં આવશે અને જો તેઓ એક મત થઇ કઇ જગ્યાએ ટેક્ષ ભરવો તે નક્કી નહી કરી શકે તો બોર્ડ ઓફ રેવન્યુ તે નક્કી કરશે. આવી રીતે કઇ જગ્યાએ ટેક્ષ ભરવો તે સવાલ ઈન્કમટેક્ષ ઓફીસર પણ કમીશ્નરને સોંપી શકશે. (કલમ ૬૪)

**દાવો લાવી શકાશે નહિ.**—દીવાની કોર્ટમાં આ કરેલ ટેક્ષ રદ કરવા સારૂ અથવા તેમાં સુધારો કરવા સારૂ દાવો લાવી શકાશે નહિ. તેમજ આ કાયદાની રૂએ તાજના કોઇ પણ માણસે કંઇ કરેલ હશે તો તેની સામે કંઇ ફરીઆદ, દાવો કે તેવા પગલાં લઇ શકાશે નહિ.

ખાનગી ધર્માદુ ટ્રસ્ટ ઉપર ટેક્ષ લેવાશે અને તે ટેક્ષનો દર ૦–૨–૬ પ્રમાણે છે. મુસલમાન વકફ જો કોઇ અમુક શખસ માટે હશે તો તેની આવક તે શખસની ગણાશે અને તે પ્રમાણે જો તે બે હજાર ઉપર હશે તો ટેક્ષ લેવાશે. જો તે વકફની આવક પ્રજાના લાભાર્થે હશે તો ટેક્ષ લેવાશે નહિ. પરંતુ ખાનગી ટ્રસ્ટના લાભાર્થે હશે તો ૦–૨–૬ પ્રમાણે ટેક્ષ લેવાશે.

પાંચ હજાર સુધી ટેક્ષ સહેલાઇથી ગણી આપેલ છે તે જુઓ.

# ઇન્કમટેક્ષ

| રકમ | ટેક્ષ | રકમ | ટેક્ષ | રકમ | ટેક્ષ | રકમ | ટેક્ષ |
|---|---|---|---|---|---|---|---|
| ૨૦૦૧ | ૦-૮ | ૨૦૨૯ | ૧૪-૮ | ૨૦૫૭ | ૨૬-૨ | ૨૦૮૫ | ૨૭-[illegible] |
| ૨૦૦૨ | ૧-૦ | ૨૦૩૦ | ૧૫-૦ | ૨૦૫૮ | ૨૬-૩ | ૨૦૮૬ | ૨૭-[illegible] |
| ૨૦૦૩ | ૧-૮ | ૨૦૩૧ | ૧૫-૮ | ૨૦૫૯ | ૨૬-૩ | ૨૦૮૭ | ૨૭-[illegible] |
| ૨૦૦૪ | ૨-૦ | ૨૦૩૨ | ૧૬-૦ | ૨૦૬૦ | ૨૬-૪ | ૨૦૮૮ | ૨૭-[illegible] |
| ૨૦૦૫ | ૨-૮ | ૨૦૩૩ | ૧૬-૮ | ૨૦૬૧ | ૨૬-૫ | ૨૦૮૯ | ૨૭-[illegible] |
| ૨૦૦૬ | ૩-૦ | ૨૦૩૪ | ૧૭-૦ | ૨૦૬૨ | ૨૬-૬ | ૨૦૯૦ | ૨૭-[illegible] |
| ૨૦૦૭ | ૩-૮ | ૨૦૩૫ | ૧૭-૦ | ૨૦૬૩ | ૨૬-૬ | ૨૦૯૧ | ૨૭-[illegible] |
| ૨૦૦૮ | ૪-૦ | ૨૦૩૬ | ૧૮-૦ | ૨૦૬૪ | ૨૬-૭ | ૨૦૯૨ | ૨૭-[illegible] |
| ૨૦૦૯ | ૪-૮ | ૨૦૩૭ | ૧૮-૮ | ૨૦૬૫ | ૨૬-૮ | ૨૦૯૩ | ૨૭-[illegible] |
| ૨૦૧૦ | ૫-૦ | ૨૦૩૮ | ૧૯-૦ | ૨૦૬૬ | ૨૬-૯ | ૨૦૯૪ | ૨૭-[illegible] |
| ૨૦૧૧ | ૫-૮ | ૨૦૩૯ | ૧૯-૮ | ૨૦૬૭ | ૨૬-૯ | ૨૦૯૫ | ૨૭-[illegible] |
| ૨૦૧૨ | ૬-૦ | ૨૦૪૦ | ૨૦-૦ | ૨૦૬૮ | ૨૬-૧૦ | ૨૦૯૬ | ૨૭-[illegible] |
| ૨૦૧૩ | ૬-૮ | ૨૦૪૧ | ૨૦-૮ | ૨૦૬૯ | ૨૬-૧૧ | ૨૦૯૭ | ૨૮-[illegible] |
| ૨૦૧૪ | ૭-૦ | ૨૦૪૨ | ૨૧-૦ | ૨૦૭૦ | ૨૬-૧૨ | ૨૦૯૮ | ૨૮ [illegible] |
| ૨૦૧૫ | ૭-૮ | ૨૦૪૩ | ૨૧-૮ | ૨૦૭૧ | ૨૬-૧૨ | ૨૦૯૯ | ૨૮-[illegible] |
| ૨૦૧૬ | ૮-૦ | ૨૦૪૪ | ૨૨-૦ | ૨૦૭૨ | ૨૬-૧૩ | ૨૧૦૦ | ૨૮-[illegible] |
| ૨૦૧૭ | ૮-૮ | ૨૦૪૫ | ૨૨-૮ | ૨૦૭૩ | ૨૬-૧૪ | ૨૧૦૧ | ૨૮-[illegible] |
| ૨૦૧૮ | ૯-૦ | ૨૦૪૬ | ૨૩-૦ | ૨૦૭૪ | ૨૬-૧૫ | ૨૧૦૨ | ૨૮-[illegible] |
| ૨૦૧૯ | ૯-૮ | ૨૦૪૭ | ૨૩-૮ | ૨૦૭૫ | ૨૬-૧૫ | ૨૧૦૩ | ૨૮-[illegible] |
| ૨૦૨૦ | ૧૦-૦ | ૨૦૪૮ | ૨૪-૦ | ૨૦૭૬ | ૨૭-૦ | ૨૧૦૪ | ૨૮-[illegible] |
| ૨૦૨૧ | ૧૦-૮ | ૨૦૪૯ | ૨૪-૮ | ૨૦૭૭ | ૨૭-૧ | ૨૧૦૫ | ૨૮-[illegible] |
| ૨૦૨૨ | ૧૧-૦ | ૨૦૫૦ | ૨૫-૦ | ૨૦૭૮ | ૨૭-૨ | ૨૧૦૬ | ૨૮-[illegible] |
| ૨૦૨૩ | ૧૧-૮ | ૨૦૫૧ | ૨૫-૮ | ૨૦૭૯ | ૨૭-૨ | ૨૧૦૭ | ૨૮-[illegible] |
| ૨૦૨૪ | ૧૨-૦ | ૨૦૫૨ | ૨૫-૧૪ | ૨૦૮૦ | ૨૭-૩ | ૨૧૦૮ | ૨૮-[illegible] |
| ૨૦૨૫ | ૧૨-૮ | ૨૦૫૩ | ૨૫-૧૫ | ૨૦૮૧ | ૨૭-૪ | ૨૧૦૯ | ૨૮-[illegible] |
| ૨૦૨૬ | ૧૩-૦ | ૨૦૫૪ | ૨૬-૦ | ૨૦૮૨ | ૨૭-૫ | ૨૧૧૦ | ૨૮-[illegible] |
| ૨૦૨૭ | ૧૩-૮ | ૨૦૫૫ | ૨૬-૦ | ૨૦૮૩ | ૨૭-૫ | ૨૧૧૧ | ૨૮-[illegible] |
| ૨૦૨૮ | ૧૪-૦ | ૨૦૫૬ | ૨૬-૧ | ૨૦૮૪ | ૨૭-૬ | ૨૧૧૨ | ૨૮-[illegible] |

| રકમ | ટેક્ષ | રકમ | ટેક્ષ | રકમ | ટેક્ષ | રકમ | ટેક્ષ |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧૧૩ | ૨૮-૧૨ | ૨૧૨૩ | ૨૯-૩ | ૨૧૩૩ | ૨૯-૧૧ | ૨૧૪૩ | ૩૦-૨ |
| ૨૧૧૪ | ૨૮-૧૩ | ૨૧૨૪ | ૨૯-૪ | ૨૧૩૪ | ૨૯-૧૨ | ૨૧૪૪ | ૩૦-૩ |
| ૨૧૧૫ | ૨૮-૧૩ | ૨૧૨૫ | ૨૯-૫ | ૨૧૩૫ | ૨૯-૧૨ | ૨૧૪૫ | ૩૦-૪ |
| ૨૧૧૬ | ૨૮-૧૪ | ૨૧૨૬ | ૨૯-૬ | ૨૧૩૬ | ૨૯-૧૩ | ૨૧૪૬ | ૩૦-૫ |
| ૨૧૧૭ | ૨૮-૧૫ | ૨૧૨૭ | ૨૯-૬ | ૨૧૩૭ | ૨૯-૧૪ | ૨૧૪૭ | ૩૦-૫ |
| ૨૧૧૮ | ૨૯-૦ | ૨૧૨૮ | ૨૯-૭ | ૨૧૩૮ | ૨૯-૧૫ | ૨૧૪૮ | ૩૦-૬ |
| ૨૧૧૯ | ૨૯-૦ | ૨૧૨૯ | ૨૯-૮ | ૨૧૩૯ | ૨૯-૧૫ | ૨૧૪૯ | ૩૦-૭ |
| ૨૧૨૦ | ૨૯-૧ | ૨૧૩૦ | ૨૯-૯ | ૨૧૪૦ | ૩૦-૦ | ૨૧૫૦ | ૩૦-૮ |
| ૨૧૨૧ | ૨૯-૨ | ૨૧૩૧ | ૨૯-૯ | ૨૧૪૧ | ૩૦-૧ | ૨૧૫૧ | ૩૦-૮ |
| ૨૧૨૨ | ૨૯-૩ | ૨૧૩૨ | ૨૯-૧૦ | ૨૧૪૨ | ૩૦-૨ | ૨૧૫૨ | ૩૦-૯ |

૨૧૫૨ ઉપરની ગણવાની રીતઃ-૨૦૫૩ ઉપર જે ટેક્ષ છે તેમાં રૂ. ૪-૧૧ ઉમેરવાથી ૨૧૫૩ ઉપર ટેક્ષ આવશે તેવી જ રીતે રૂ ૯-૬ આના ઉમેરવાથી ૨૨૫૩ ઉપર ટેક્ષ આવશે તેવી રીતે ૨૦૫૩ થી ૨૧૫૨ સુધીની રકમનો ટેક્ષ ગણેલો આપ્યો છે—તમારે રૂ ૫૦૦૦ સુધીનો ટેક્ષ કાઢવો હોય તો નીચે મુજબ કરવું. તમારી રકમના છેલ્લા બે આંકડા કયા છે. જો તે બાવન ઉપર હોય તો બે હજાર ઉપર તે જે રકમ હોય તેનો ટેક્ષ દેખવો. બાવન અંદર હોય તો એકવીસો ઉપર તે જે રકમ હોય તેનો ટેક્ષ દેખવો. પછી તમારી રકમ તેના કરતાં કેટલા સોથી વધારે છે તે પ્રમાણે નીચે મુજબ ગણી ઉમેરો કરવો.

| સો | રૂ. આ. | સો | રૂ. આ. |
|---|---|---|---|
| ૧ | ૪-૧૧ | ૬ | ૨૮-૨ |
| ૨ | ૯-૬ | ૭ | ૩૨-૧૩ |
| ૩ | ૧૪-૧ | ૮ | ૩૭-૮ |
| ૪ | ૧૮-૧૨ | ૯ | ૪૨-૩ |
| ૫ | ૨૩-૭ | ૧૦ | ૪૬-૧૪ |

| સો | રૂ. આ. | સો | રૂ. આ. |
|---|---|---|---|
| ૧૧ | ૫૧–૯ | ૨૧ | ૯૮–૭ |
| ૧૨ | ૫૬–૪ | ૨૨ | ૧૦૩–૨ |
| ૧૩ | ૬૦–૧૫ | ૨૩ | ૧૦૭–૧૩ |
| ૧૪ | ૬૫–૧૦ | ૨૪ | ૧૧૨–૮ |
| ૧૫ | ૭૦–૫ | ૨૫ | ૧૧૭–૩ |
| ૧૬ | ૭૫–૦ | ૨૬ | ૧૨૧–૧૪ |
| ૧૭ | ૭૯–૧૧ | ૨૭ | ૧૨૬–૯ |
| ૧૮ | ૮૪–૬ | ૨૮ | ૧૩૧–૪ |
| ૧૯ | ૮૯–૧ | ૨૯ | ૧૩૫–૧૫ |
| ૨૦ | ૯૩–૧૨ | ૩૦ | ૧૪૦–૧૦ |

દાખલો ૪૦૪૫ ઉપર ટેક્ષ કાઢો તમારી આવકના છેલ્લા બે આંકડા બાવન અંદર છે માટે ૨૧૪૫ ઉપર ટેક્ષ જુઓ.

૨૧૪૫ નો રૂ ૩૦–૪

તેનાથી તમારી આવક ૧૯૦૦ વધારે છે એટલે રૂ. ૩૦–૪ આ. માં રૂ ૮૯–૧ ઉમેરો

૩૦–૪
૮૯–૧

———

૧૧૯–૫ રૂ. ટેક્ષ

૪૦૬૮ ઉપર ટેક્ષ ?

છેલ્લા બે આંકડા બાવન કરતાં વધારે છે માટે ૨૦૬૮ ઉપર ટેક્ષ જુઓ

રૂ. ૨૬–૧૦

તેમાં ૨૦૦૦ વધારે છે તેના રૂ. ૯૩–૧૨

———

૧૨૦–૬ ટેક્ષ થાય.

—સંપૂર્ણ—